શ્રીદ્વારિકાધીશોજયતિ.

# સત્સંગમાહાત્મ્ય

તથા

# પ્રભુ પ્રાર્થનાનાં પદ.

## સાતવારની સપ્તપદી.


બનાવનાર

**મગનલાલ જગજીવન.**

શ્રી દ્વારિકાધીશનો દીન સેવક.

**બેટ શંખોદ્ધાર.**


મીતી પોશ શુદ ૩ મંગળવાર સં. ૧૯૬૭.


છપાવનાર

**બેટ સત્સંગમંડળી તરફથી**

**ઠા. આણંદજી પ્રેમજી.**

**કીં. ફ્રી.** બેટ દ્વારકાવાળા.

# અર્પણપત્રિકા.

## સત્સંગ મંડળીના સુભાગી વૈશ્નવો.

તમોએ મારાં કાલાં ઘેલાં કીર્ત્તનોથી પ્રસન્ન થઇ છપાવવા ઘણીવાર માગણી કરી પણ મારાથી છપાવવા જેટલાં ઘણાં ન બની શક્યાં, તો છે તેટલાંજ છપાવવા આગ્રહ કરી જણાવ્યાથી આ જે કાંઇ થયાં તે ઘણા વ્હાલથી આપ સત્સંગી ભાઇઓને અર્પણ કરૂંછું. આશા છે કે એવી ને એવી કૃપા બની રાખશો તથા આમાંથી પદો ગાઇ આ દાસને પ્રભુ પાસે શુદ્ધ કરશો.

હું છું આપનો દાસ

**મગનલાલ જગજીવન.**

# પુસ્તક છપાવવાનું કારણ.



હું કેવી સ્થિતિમાં હતો. તે સંભારતાં હૃદય ઘણું કંપે છે. છતાં માહાત્મા (કે જેનું નામ લખવાથી તે નારાજ થાય છે. જેથી અહિં ન લખતાં પણ આગળના નીયમ મુજબ લખવુંજ પડશે તે તેઓ ક્ષમા કરશે. એવી પ્રથમથીજ પ્રાર્થના કરૂંછું,) જેના પ્રથમની કૃપા કટાક્ષથીજ આ દાસની બુદ્ધિમાં કાંઇ ઇશ્વરી પ્રકાશ થયો ને તેથી કાંઇ વખત બે ચાર પદો રચી મંડળીમાં જઇ બધાને સંભળાવતો તે લોકોએ વધુ પદો રચો તો છપાવીએ એવી ઇચ્છા બતાવી પણ માસથી ઘણાં પદો તૈયાર થઇ ન શક્યાં કારણ મારો ઘણો વખત સેવા, નિત્ય કર્મ તથા બાકીનો બધો વખત તે માહાત્માનાં બનાવેલાં પુસ્તકો વાંચવામાંજ જતો હતો ને તેથી હું ઘણાં પદો નથી બનાવી શક્યો, તેમ બને તો પણ જાહેર પ્રસિદ્ધિમાં આવવા જેટલી મારી બુદ્ધિ નથી એમ જાણી તે કામ મેં બંધ જ રાખ્યું. છતાં પણ સત્સંગી ભાઇઓ તરફથી ઘણો આગ્રહ થવાથી જે કાંઇ જેવું તેવું છે, તે તેઓના સમક્ષ મુકુંછું—તો કૃપાથી સ્વીકારશોજ એવી આશા છે.

આ થવામાં મુળ કૃપા તો ગુરૂ માહાત્માશ્રીનીજ છે. ને તેથી જ તેના ચરણમાં અત્રેજ સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરૂંછું.

વિશેષમાં આ કાર્યમાં સત્સંગમંડળના પ્રમુખ શા. ત્રીકમદાસ ગોકળદાસ તથા ભક્ત આણંદજી પ્રેમજીએ ઘણી મદદ તથા પ્રેમ બતાવ્યો છે. તેથી તેમનો પણ આભાર માનુંછું.—

શિવાય આ કામમાં મુંબઇના શેઠ.

એઓએ પણ મંડળીને ઘણી ઉદારતા દર્શાવી છે. તો તેમનો

પણ ઉપકાર માની ઇશ્વિર એવા કામમાં અહોનીશ મતિ આપે એવું પ્રભુ પાસે યાચું છું.

જાહેર પડવામાં મારી બીલકુલ ઇચ્છા નહોતી, કારણ મારા પદમાં કે મારા લખાંણમાં કોઇને શું આનંદ આવવાનો છે ? પણ પ્રભુની ઇચ્છાથી તેમજ સત્સંગમંડળીના આગ્રહ ને પ્રેમથી આ સાહસમાં ઉતર્યો છું તેમ વળી મુદત પણ વીશજ દિવસની મળવાથી ( આગળનાં પંદો કાંઈ છપાવવાની ઇચ્છા નહોતી તેથી સાચવ્યાં નહોતાંજ ) ઉતાવળમાંજ જે બન્યું અથવા પ્રથમમાંથી જે મળ્યું તેજ લખી શકયો છું. મારો આ પ્રથમ પ્રયાસ તેમજ ઉતાવળને લીધે પુસ્તકમાં કે બીજા લખાણમાં ઘણીજ ભુલો હશે, તેમજ અંદર પણ કાંઈ આનંદ થાય તેવું નહીંજ દેખાય, પણ પ્રભુનું નામ છે એમ જાણી તેનોજ સ્વાદ લઇ બાકીના તમામ દોષોને માટે સર્વ સુજ્ઞ સજ્જનો પાસે માફી માગું છું ને તે તેમ કરી પ્રભુ ભજનનોજ સ્વાદ લઇ કૃતાર્થ થશે એવી આશા રાખું છું.

આ પુસ્તક ભજન ( સત્સંગ ) મંડળીમાં જેઓ હમેશાં આવી ભજન કીર્ત્તનનો લાભ લીએ છીએ છે તેને મફત મળવાની છે. તથા હવે પછી પણ હમેશાં આવવા તથા પ્રભુને ગાઈ બજાવી રીઝાવવા ખુશી હશે તેને પણ મફત આપવામાં આવશે. એજ.

ભુલચુકની માફી માગી વાંચનનો સાર ગ્રહણ કરી તેવો રસ લુટવા

પ્રાર્થના કરનાર.

**મગનલાલ જગજીવન દીનદાસ.**

# પ્રસ્તાવના.

ભાઇઓ! આ પુસ્તકનું નામ સત્સંગ માહાત્મ્ય રાખ્યું છે તેનું કારણ એજ કે આ દુનીયામાં આવી આપણું મુખ્ય સાર્થક પ્રભુની કૃપા સંપાદન કરવાનું છે. તો તેવા પરમ કૃપાળુ પ્રભુની કૃપા સંપાદન કેમ થાય, તે પ્રભુ કેવા છે, તથા તેને કયે રસ્તેથી પમાય છે, તે બતાવનારા સત્ પુરૂષો છે. ને તેવાનો સંગ કરવાથી—સેવન કરવાથી તે બધા રસ્તા સુગમતાથી પ્રાપ્ત કરી શકાય છે. શિવાય સત્સંગનાં ફળ કેવાં છે તેમાં પણ હું ટુંક બુદ્ધીનો અલ્પ જીવ શું કહી શકું ? સૌ તે જાણેજ છે.

છતાં ટુંકામાં જુઓ. નારદજીએ શ્રી ભગવાનને સત્સંગનું ફળ પૂછ્યું ને તેમાં પ્રભુએ પ્રથમ એક ખાબોચીયામાં પડેલા કાંકીડાને પૂછવા કહ્યું ત્યાં ગયા તો તેના પ્રાણ નીકળી ગયા. ત્યાર પછી એક પોપટનું બચ્ચું, ત્યાર પછી એક ગાયને ત્યાં નવું જન્મેલું વાછરડું ને ત્યાર પછી રાજાને ત્યાં નવો જન્મેલો કુંવર આમ મોકલતાં છેવટે રાજકુમારે સત્સંગનું ફળ સમજાવ્યું.

બીજું સત્સંગ ને કોટી જન્મની તપશ્ચર્યાનું ફળ તોળતાં સત્સંગ વધ્યોજ.

ત્રીજું એક ઠેકાણે કહ્યું છે ચોરના પીતાએ મરતી વખતે પોતાના છોકરાને કહ્યું કે બચ્ચા મારો જીવ જતો નથી જો તમે એક વાતનું પાણી મારા ગળામાં મુકો તો જીવ જાય. ત્યારે છોકરાઓએ કહ્યું શું ? તેણે કહ્યું કે તમારે કોઈ દી સત્સંગ કે કથામાં જઈ એક શબ્દ ન સાંભળવો. તેણે પાણી મુકયું છતાં એક કથા વં-

ચાવાના રસ્તા ઉપરથી ચાલ્યા જતાં પગે કાંટો વાગ્યો ને તે કાઢવા વખત ખોટી થતામાંજ એક શબ્દ કાને પડી ગયો કે દેવીનો પડછાયો ન પડે છતાં તે એકજ શબ્દથી અરધા રાજ્યના ધણી થયા ઉપરાંત તુળશીદાસજીના શબ્દો

એક ઘડી આધી ઘડી, આધી મેં પુની આધ,
તુલશી સંગત શાધકી, કટે કોટી અપરાધ.

આપણા અનેક જન્મના કરેલા પાપો બાળવા ને હૃદયમાં આરામ પામવાનું સંતોષકારક સાધન માત્ર સત્સંગ છે.

એકાદશ સ્કંધમાં શ્રી ભગવાને ઉદ્ધવજીને પોતાના શ્રીમુખથી કહયું છે. સત્સંગથી પોતાના હૃદયને સુધારનારા સત્સંગી લોકો મનેજ પામે છે.

તે બાબતમાં મને પોતાને અનુભવ થયેલો છે. હું કેવો ને કેવે રસ્તે પડયો તે માહાત્માના જાહેર બોધને સત્સંગથીજ. વળી આ પુસ્તકને આશ્રય આપનાર પણ મારા સત્સંગી ભાઇઓજ છે. આ પુસ્તકનું નામ પણ સત્સંગમાહાત્મ્ય છે ને આ પુસ્તકનો લાભ પણ વિશેષે કરી તેવા સત્સંગીઓજ લેશે ને અમારી સત્સંગમંડળીમાં તો હમેશાંજ લેવાશે. માટે અમે તો સત્સંગથી વધુ પ્રભુ પામવાનો ને હૃદયને નિષ્પાપ આનંદમય બનાવવાનો બીજો ઉપાય જોયો નથી ને જોવો પણ નથી. આટલું વાંચનાં પેલું ધ્યાન રાખજો કે સત્સંગ એટલે શું? સત્પુરૂષોનો સમાગમ વાર્તા લાભ તેના મુખના મધુરામૃત શબ્દોનું પાન, તો સત્પુરૂષો કયા? શું રાખ ચોળે તે કે જટા વધારે તે? કોઇની નીંદા નથી. પણ ટુંકામાં સત્સંગીની પીછાન માટે નાથીબાઇ તરફથી છપાએલા ભજનસાગરમાં સૌનું જાણીતું ભજન છે કે

'શાંતિ પમાડે તેને તો સંત કહીએ.'

ને તેનેજ મળતા શું તેજ શબ્દો ખાસ શ્રી શુકદેવજીએ સત્પુ-
રૂષોનાજ વર્ણનમાં પરિક્ષિત પ્રત્યે દર્શાવ્યાં છે કે—

**नह्य मह्यानि तीर्थानि न देवा मृच्छिलामयः ॥**

**ते पुनुत्युरुकालेन दर्शनादेव साधवः ॥ १ ॥**

કહો કેટલું બધું કહયું કે તીર્થો ને દેવતાની મૂર્તિઓ પણ ઘણે
કાળે પવિત્ર કરે છે. પણ માહાત્મા પુરૂષો તો **दर्शनादेव** દર્શનથીજ
અલૌકિક શાંતિ પ્રગટ કરે છે ને તેવા સત્સંગીઓ માત્ર પ્રભુનાજ
ધ્યાન શ્રવણ કીર્તનમાં મશગુલ રહી દુનીયાના તમામ પદાર્થો તરફ
મોહ વગરના હોય છે. જુઓ નૃસિંહ શર્માના બનાવેલા ચમત્કારીક
દ્દષ્ટાંતમાળામાં અપૂર્વ સંતોષમાં તથા અમારા માહાત્માના સત્ચરી-
ત્રમાં કે મસ્ત થઈ જંગલમાં પોતાની હજાર થીગડાંવાળી કંથા સાંધ-
વા માટે બે ચાર ચીંથરાં પાસે રાખ્યાં છે ને એક ઝાડની ડાળીને
ઘશી સુયો બનાવ્યો છે. માંહી શણની દોરી જાડી પરોવાતી નથી. આ
પ્રવેશમાં સાક્ષાત્ શંકર પાર્વતીજી પધાર્યા ને માગમાગ કહેતાં પણ
સુયામાં દોરો પરોવાઈ જાય આ શિવાય કાંઈ ન માગ્યું. આવા મા-
હાત્માઓનાં આવાં ચરિત્રો વાંચતાંજ હૃદય પરમશાંત ને આનંદમય
થઈ જાય ત્યાં પછી તેનાં દર્શન તેનાં નિસ્પૃહી જે પ્રભુમય ભક્તિ
જ્ઞાનનાં કથન ને તેમાં વળી તેની કૃપા થાય તો પછી શું બાકી રહે?
જુઓ હજી પણ એક શ્લોક—માહાત્માની સત્તા કેટલી બતાવે છે—

**गंगापापं शशीतापं दैन्यं कल्पतरुस्तथा ।**

**पापं तापं च दैन्यं च हरैत्साधु समागमः ॥ १ ॥**

ઘણા પૈસાઓ તથા રસ્તાની મુસ્કેલીઓ વેઠી ગંગાજી જાઓ
ને ત્યાં સ્નાન કરો (શુદ્ધ મનથી) તો માત્ર કરેલાં પાપો નાશ થાય.

પણ પાછાં પાપ ન થાય એવી બુદ્ધિ સાફ તેમાં સ્નાનથી ન થાય. ને **शशीतापं** દીવસભરની મજુરી ને તાપથી કંટાળેલા માણસને રાત્રીના શીતળ ચંદ્રની શાંતિથી આરામ મળે છે. પણ તેથી ફરી પાછો બીજે દિવસ તાપ ન લાગે તેવી શાંતિ આપવા તે પણ સમર્થ નથી. વળી કલ્પતરૂ ઇચ્છીત મનકામના પુરી કરે પણ તે કદી બહુ તો આ જીંદગીપર્યંત. પણ તેમાંનું બીજી જીંદગીમાં કાંઈ કામ ન આવે. જુઓ આવા તીવ્ર વૈરાગ્ય લાવવા શ્રી ગુરૂ માહાત્માની સદુપદેશક રત્નમાળા માત્ર ચાર આનાનીજ કીમતવાળી મંગાવો, વાંચો માત્ર વૈરાગ્યનાંજ પદો.

પણ માહાત્માના સમાગમ ને કૃપાદષ્ટિમાં આવ્યા પછી ત્રણે વસ્તુ કે પ્રથમનાં પાપનો પશ્ચાત્તાપ પ્રગટાવી સાફ કરાવે તે પછી જ્ઞાનથી મન કેવું શુદ્ધ બનાવે કે ફરી પાપ કરવા વૃત્તિજ ન થાય. તેમજ ત્રિવિધ તાપ, આધિ, વ્યાધિ, ઉપાધિ, તમામ શાંત, ને ઇચ્છાનું મૂળજ ઉખડી જાય. પછી ઇચ્છાઓ ઉપજવાની વાત ક્યાં ને તે પુરી થવા કલ્પવૃક્ષ તળે જવાની વાત ક્યાં ? કહો આથી વધારે સત્પુરૂષોના સમાગમ માટે આવડાં નાનાં પુસ્તકમાં હું મંદબુદ્ધિ શું કહું ? છતાં પણ આવતા ઉભરાઓને અટકાવાય પણ કેમ ? વાંચો સ્વર્ગવિમાનના દાખલા. એક શેઠે ચાર આનાનું ભોજન એક વખત ખવરાવ્યું. તેના બદલામાં તેને જ્ઞાન દેવા એક મહીનો દિવસ ધક્કા ખાધા. પણ શેઠ સાહેબને તેની જ્ઞાનની વાત સાંભળવા ઇચ્છા ન થઈ. આખરે માહાત્માના રક્ષક જે સાક્ષાત્ પ્રભુ તેને દયા આવી ને તેણે શ્રી ગીતામાં કહ્યા પ્રમાણે—

**ईश्वरः सर्वभूतानां हृद्देशेर्जुन तिष्ठति ॥**

એકદમ શેઠને પેટમાં ચીટ ઉત્પન્ન કરી બીમાર કર્યો. સાત મહેલના ઉપરના બંગલામાં સુતો, અનેક દવાઓ તથા અનુકૂળતા મેળવી

પણ અંદરની ચુંક ન મટાડી શક્યો, તે વખતે આપણા કૃપાપાત્ર માહાત્મા પહોંચ્યા ને કહ્યું કેમ આજ તો એકદમ ફુરસદ મેળવી પોઢયા છો? શેઠ કહે આજ તો પહોંચવાની તૈયારીમાં છું. કેમ! પણ આજ તમારાં બધાં કામો? શેઠ કહે જે થવાનું તે થાઓ. પછી નિરાંતે ઉપદેશ શ્રવણ કર્યો, હૃદયે ઉતર્યો, ને સત્સંગે સુધર્યો, પ્રભુને વર્યો, ને સદાને માટે તેનો દાસ ઠર્યો. હજી પણ જુઓ, એક જગે વાંચ્યું છે કે

સરવર તરૂવર સંતજન, ચોથા વરસે મેહ;
પરમારથકે કારણે, ચારો ધારે દેહ.

તો કેવળ આપણા જેવા માયામાં ફસાયેલા જીવોના ઉદ્ધારાર્થે પોતે અનેક મુશ્કલીઓ વેઠી વિચરતા જે સત્પુરૂષોને તેનો સમાગમ તેનું સેવન, ને તેની કૃપાથી પ્રભુનો સાક્ષાત્કાર થાય છે, તથા પ્રભુ પ્રસન્ન થાય છે. જુઓ ગીતામાં ચાર જાતના ભક્તો **आर्त्तो जीज्ञासुर सार्थी** પણ એ ત્રણ છેવટ સુધી ન ટકવાનાં છતાં પણ તેની ગણત્રી થઈ, પણ ખાસ ઉપર કહ્યા તેવા સત્પુરૂષો માટે તો શ્રી ભગવાન પોતે **तेषां ज्ञानी नीत्य मुक्तो एक भक्ति विशिष्यते** તથા તેવા ભક્તો પોતાને કેટલા પ્રિય છે.

બસ! જગતમાં આજ રહસ્ય સમજવાનું ને લુંટવાનું મને તો જણાયું છે કે જગત ગમે તેમ માને, જાણે ને તાણે પ્રમાણે પણ ભગત ભગવાનને માટે પોતાનું જીવન, ને પ્રભુ ભક્તોને માટે પોતાના અવતાર. જુઓ, **धर्म संस्थापनार्थाय** ને **परित्राणाय साधुनां** છતાં જુઓ આનંદના અંકમાં તથા શ્રીમદ્ભાગવતમાં, અંબરીષ મહારાજાનું દૃષ્ટાંત—

તે પણ કેવા ભક્ત કે પોતાની નવી માનીતી માહારાણીને પણ

ઝાડુની સેવા નહિ, ઇચ્છા ને પ્રેમ હોય તો પોતે જુદું મંદીર બનાવી તેમાં શ્રી ઠાકોરજી પધરાવી ત્યાં બધું કરે, અમારી સેવામાં ગડબડ નહિ. (ને અમારી સેવામાં દિશા જઈ તળાવમાં ગુદા ધોનારી પણ વૈશ્નવ છે કહે ને ડોળ બતાવે તો સેવામાં કામ લાગે) તો જુઓ દુર્વાસાને રક્ષણ માટે કોઇએ સ્થાન ન આપ્યું એટલુંજ નહીં ખુદ ભગવાને શું કહયું કે—**अहं भक्त पराधीनो** હું ભક્તથી વેચાણ, ભક્તનું વચન મારાથી પણ ઉલંઘન ન થાય. આખર અંબરીષ પાસે ગયા, પણ ત્યાં જુઓ દીનતા. રૂષીને પગે લાગી, સુદર્શનની સ્તુતિ કરી કે શાંત. ને આ વાતમાં વરસ એક થઈ ગયું, પણ અન્ન જળ લીધા વિના ઉભે પગે, વાહ! ભક્તો, માહાત્માઓને વાહ! મારા વહાલા દયાળુ પ્રભુ! તમો અરસપરસ જે મજાઓ લુટો લુટાવો છો, તેનું ભાન જગતમાં ફસાઈ આનંદ માનનારા (ધુમાડાના બાચકા ભરનારા) ઓને ક્યાંથી થાય? સિવાય હું શું લખું? આ વાતના રહસ્યો જાણે છે, તેને આટલાથી બધું જાણવામાં આવશે. ને જે નથી જાણતા, તેને ઘણું પણ ફોગટ છે, તે વિષે અમારા મહાત્માએ કહયું છે કે સજ્જનને તો એક વખત પણ બસ છે. ન સમજે તેને વરસના વરસ છે.

સજ્જનને તો આવી ભક્તિનાં રહસ્યો તેવા સત્સંગી માહાત્માઓ અથવા તેઓનાં બનાવેલાં પુસ્તકો તથા તેઓના સેવનથી પ્રાપ્ત કરી શકાય છે, ને તે કરવાજ આ મનુષ્ય અવતાર, કારણ એક જગે **आहार निद्रा भय मैथुनं च** ॥ જો આપણે પણ એજ આપણું કર્ત્તવ્ય માનીએ, તો પછી પશુમાં ને આપણામાં ફેર શું? ને એમાંજ આ જીંદગી ચાલી ગઈ, તો પછી પ્રભુ પામવાને આથી બીજો ઉત્તમ અવતાર કયો મળવાનો? મનુષ્ય જન્મપર જુઓ, પ્રભુની કૃપા, તમામ ઉપર સરખી, ચારે વર્ણ ને બાળક ધ્રુવ, સ્ત્રી, સબરી ઇત્યાદિ ને પુ-

**શ્રી નરસિંહ મેહેતા વિ.—સ્ત્રીયો વૈશ્યાંસ્તથાં ક્ષુદ્રો** તો તેવું ન કરતાં જીંદગી ગઇ. તો થયું જુઓ માહાત્માનું પદ—

શ્રીપતિને સ્નેહ સેવે તેજ સાચાં માણસો;
બીજાં તો પશુ પક્ષી સમાન ગણાતાં રે. શ્રી.
અનેક ઉદ્યમ કરી પેટ તો પશુએ ભરે;
દહાડે ફરે ચરે રાત પડે સુઇ જાતાં રે. ૧
પતિ પત્ની ભાવ ધરે, પ્રજાને એ પેદા કરે;
દુઃખ ટાળી, સંભાળી, પાળીને ખુશી થાતાં રે. ૨
ઉદ્યમ કરીને ફરી ફરીને વસ્તુ સંઘરી;
કુટુંબને કાજ માળા બાંધતાં દેખાતાં રે.— ૩
સ્ત્રી સંતાન માટે એ તો વ્રથા કાળ પુરો કરે;
મરે અવતરે એમ રહે અથડાતાં રે.— ૪

જુઓ આવી જીંદગી આપણી છે, એજ અફશોસ છે. તો તે ક્યારે પુરી થઇ અચાનક ઉપડવાનું થશે. તે પણ ખબર નથી ને અહીનું મેળવેલું ત્યાં કાંઇ પણ કામ ન આવે. કહો આવા પ્રસંગે કેટલાંક પેદા મુકી ખાલી લંબાણ કરૂં, માટેજ આગળ લખ્યું કે માહાત્માની સદુપદેશક રત્નાવળી મંગાવી વાંચી તેના અર્થ ઉરે ઉતારો. જુઓ વૈરાગ્ય પણ સંસ્કારીને. વગર સંસ્કારીને ઘેર તો તે પણ ક્યાંક ક્બાટમાં રખડતી હશે.

તો આવી જીંદગીમાં સાર્થક કરવાનો ઉપાય તેજ માહાત્માએ ઉપરનાજ પદની પાંચમી કડીમાં બતાવ્યો છે. તે નીચે પ્રમાણે:—

એ ઘટમાળમાંથી છુટવાની હેડી માત્ર આ છે.
તે વ્રથા ગુમાવે અનુ અંતે પસ્તાતા રે.— ૫

માટે અમે તો માન્યું કે સત્પુરૂષનો સમાગમ, તેનાં કથન, તેનાં

ઓળખાણ, તેનાં દર્શન ને સેવનથી સાક્ષાત પરમાત્માનો પરમ આનંદ પ્રાપ્ત થઇ અંતઃકરણ વિશુદ્ધ થઇ અંતે પરમાત્માના ધામમાં પહોંચી ત્યાં સદા આનંદ લુંટી શકાય છે.

તો તેવું પામવા મહાત્મા સાધુપુરૂષોના સેવનમાં જીંદગી ગાળી! પ્રભુને ઓળખી તેના ચરણમાં પ્રેમ લાવી તેના પાસે પણ દીન થઇ એજ યાચવું કે પ્રભુ! હવે જગતનો મોહ મટાડી આપનાં ચરણાવિંદની ભક્તિમાં લગાડો. જુઓ એમાં ભક્તિ વૈરાગ્ય ને અંતરના અનુભવી પદોનું રહસ્ય લુંટવું હોય તો મહાત્માની હાલમાં બનાવેલી પદસંપૂટ પાઠમાળા ને મણીપ્રવાલહાર પેલો, બીજો, ને ત્રીજો ભાગ મગાવો. જુઓ ને પછી, નક્કી થયા પછી, દૃઢ થયા પછી, રસમય બની ગયા પછી, એમનાંજ બનાવેલાં શ્રી વાલ્મીકી રામાયણ, માહાભારત, શ્રી દશમસ્કંધ- માં ડુબી જાઓ. અથવા ચૈત્યન રહેવું હોય તો ખુબ લલકારી હૃદય ભીંજાવી બીજાઓને તેનો સ્વાદ ચખાડો તથાપિ પરમાત્મામાં પુરો સ્વાદ ન આવે, તેનું કારણ તેની પુરી ઓળખાણ નથી. તો તે ઓળખાણ થવા તેનો દયાળુ કૃપાળુ સ્વભાવ પારખવા ને પછી ભક્તિમાં લાગવા ભવનો ફેરો ભાગવા ને સંસારની વાસના ત્યાગવા, તે માહાત્માઓની —જ્યાં જ્યાં યાત્રામાં ગયા ત્યાં ત્યાંની બનાવેલી માળાઓ મંગાવો ને ગાઓ, જુઓ. ન જોયા છતાં ને યાત્રા ન કર્યા છતાં કેવો રસ ઉભરે છે. છતાં પણ તમનેજ યાત્રા કરવાનું ને ગાવા બજાવવાનું મન થઇ જાય, તેવો પ્રભુનો કરૂણાળુ સ્વભાવ ને આપણી ખાસ ફરજ, (સ્વધર્મ) જાણવા માટે જુઓ એજ મહાત્માની બનાવેલી શ્રીમદ્ભગવદ્ગીતા— ઉપનીષદ્ બ્રહ્મસુત્ર—જુઓ પરમાત્માની પુરી ઓળખ. શિવાય આનં- દના અંકો પાંચ વરસના—તેના શ્રીસંપ્રદાયના ગ્રંથો, શું મજાનો પ્રકાશ પાડે છે. ભાઇઓ! ખોટું ન લગાડશો. હું પોતે જાણુંછું કે આવા

લખાણથી મહાત્મા પોતે નારાજ થશે. પણ મેં જે કરેલું છે જે કરૂંછું તથા જે કરવામાંજ જીવન પુરૂં કરવા ધાર્યું છે, તેજ મારાથી લખાય, બીજું હું શું જાણું ? મને જે કાંઇ આનંદ તે તેનાં પુસ્તકો ને તેના શ્રી મુખના આખ્યાનો વચનોથી ને કૃપાળુ મીઠડી દ્રષ્ટીથીજ છે. તથા તેનો કૃપાળુ સ્વભાવ ને કૃપાદૃષ્ટિ એક મારાજ ઉપર છે તેમ નથી. જે ભાગ્યશાળીનાં ભાગ્ય ખુલ્યાં છે તે તેના સમાગમના જઈ શકે છે ને તેમાં પણ **मनुष्याणां शहस्त्रेषु** પ્રમાણે કોઇક ઉપર તેની કૃપા થતાં તે નીહાલ–( બેપરવા ને બેપરવા ) બની જાય છે. તેવાં તેનાં કૃપાપાત્ર ઘણાં થયાં હશે પણ હું અહીં બેઠે શું જાણું ? છતાં જુઓ દ્વારકામાં જેકૃષ્ણ દામોદર પાટણમાં ખુદ દશરથલાલભાઇ તથા સુમતી બ્હેનનાં પુસ્તકો તથા લખાણો વાંચો. તે મહાત્માનીજ કૃપાનું ફળ છે એમ મારા સમજવામાં છે, ને તેવી કૃપા મેળવી પ્રભુને પામવું એજ માનવજન્મનું સાર્થક છે. જુઓ તે વીશે હજુ મહાત્મા વધુ કહે છે—

**પદ.** વારો જશોદા માવડી—એ રાગ.

કામ ન આવે કોઇ જગતમાં,<br>
  શીદને રહો છો મોહી—જગતમાં.<br>
જનની કુથલીઓ કરવામાં,<br>
  ખાલી વય બહુ ખોઇ—૧ } આપણી વય પણ એમજ જાય છે.<br>
ખરાં દુઃખો તો જાતે ખમવાં;<br>
  • જન તો રહેશે જોઇ— ૨

જુઓ સ્વર્ગની કુચીઓ દ્રષ્ટાંતો તથા આપણે પણ અનુભવ લ્યો. મરકીનો વખત સંભાળો કોણ કોની શુધ લે છે. અરે ! શુધ લેવી તો એક તરફ રહી પણ દીકરાને બાપ ને બાપને દીકરો અગ્નિસંસ્કાર દેવા પણ ક્યાં પાસે રહી કે બહારથી આવી શકે છે ? વળી પણ જેના

મારે જીંદગી ગુમાવીએ તેના પોતાનાજ શબ્દો જુઓ. વાલ્મીકરૂષિ પણ પ્રથમની સ્થિતિ લુટફાટ, નારદજીનો ઉપદેશ, ઘેર જઇને પુછવું, ને ઘરનાઓનો જવાબ—ધ્યાનમાં લ્યો.

ચિત્રકેતુ રાજા હજારો રાણીઓ છતાં પુત્ર નહિ તેથી કેટલો પરિતાપ અંતે અંગીરાને નારદમુનિ પધાર્યા તેના પાસે પણ એજ પ્રાર્થના તેનો ઉપદેશ છતાં પણ એજ વાત, અંતે છોકરો આવ્યો. જલ્દી મુઓ પાછો શોક, કલ્પાંત ને પાછો તેજ રૂષીઓનો ઉપદેશ. છતાં પણ શાંતિ ન થવાથી ગુરૂજીએ સુતનેજ અંજલિ છાંટી ઉઠાડી તેનાજ મુખે અપાવેલો જવાબ સાંભળો. ભાગવતમાં અથવા મહાત્માના આનંદના અંકમાં સિવાય એકાદશ સ્કંધમાં દત્તાત્રય ગુરૂના ચોવીશ ગુરૂના દ્રષ્ટાંતમાં હોલીનું દ્રષ્ટાંત છોકરાં ને સ્ત્રી જવાથી પોતે આખર મુઓ. એવીજ આપણી આજકાલની બાળકી વિધવા બૈરીઓને નજરથી જુઓ છો તથા બાર મહીનાના કલ્પાંત તથા વિધવા વેશ નીહાળો છો. ત્યારે શું નક્કી થાય છે કે—

## પદ ચાલુ.

ઘણાજ પ્રિય પણ જાય તજીને,<br>
પુઠે રહીએ રોઈ રે. ૩

પણ તેવાં લોકોને આવાં પુસ્તકો વાંચી અથવા જ્ઞાન સાંભળી નક્કી થાય, અથવા ભક્તમાળમાં ધના, કસાઇનું દ્રષ્ટાંત જુઓ. આ અવતારમાં કાંઇ પણ કસુર વિના હાથ કપાણા ને તે સાંભળતાં આપણને પણ આશ્ચર્ય થયા વિના ન રહે. પણ તેથીજ આગળ ધ્યાન રાખીને સાંભળો કે તેનું કારણ પૂર્વ જન્મમાં મળેલાં મનુષ્યોનો સંજોગ છે ને તેવાં આખ્યાનો ઉપરથી સાર ગ્રહણ કરતાં શીખીએ તોજ નક્કી થાય કે—

કર્યાં આપણાં એજ વેઠીએ,
નીમિત માત્ર સ્નેહી દ્રોહી.—જગતમાં. ૪

તો સંસાર તો આવો દુઃખદાયી છે. આપણે પણ ઘણીવાર તેના અનુભવથી કંટાળી જઇએ છીએ. પણ તે કેટલીવાર એથી આગળ દ્રષ્ટી ને વિશ્રામ સ્થાન ન સાંભળવા ને ન મળવાથી ન ઓળખવાથી પાછો 'મેલ કરવત મોચીંડા ને મોચીડો' પાછા જેવાને તેવાજ. માટેજ.

**પદમાં.**

સહુ સ્મશાનજ્ઞાની થાતાંરે, પણ ક્ષણમાં ભુલી જાતારે,
એ મુરખમાં લેખાતારે, નવ એવાંરે કદી આપણે થાવું. ૧
મરવું છે રે એ નવ ભૂલી જાવું.

માટેજ દુનીયામાં તેજ વાત જાણવા, માનવા ને અનુભવવા ધ્યાનમાં લેવાની છે. જુઓ ઉપરના પદમાં એજ મહાત્મા છેવટમાં શું ઉપાય લખે છે.

મરવા માટે સજ રેવુરે, જગ ક્ષણિક શમજી લેવુરે,
પ્રભુભજન ભણી મન દેવું રે, અનુ સાચુરે જગમાં એજ કમાવું. ર

તો છેવટ ઉપાય ને વિશ્રામસ્થાન તો તેજ છે ને તેજ ઉપાય ને સંસારનો અનુભવ બરોબર ધ્યાનમાં લઇ પ્રથમના પદમાં પણ

એ સંભારી રાખી અનુ રહે—( શું ઉપાય )
પ્રભુ પદમાં ચીત પ્રોઇરે—જગતમાં.—૫

શું લખું વળી એક યાદ આવ્યું ? 'કામ ન આવે કાઇ' બીજાં તો ઠીક પણ પ્રથમ સંબંધ, ખાસ સમંધ, સંસારનું મૂળ ને આપણા જીવનનાં આનંદનું મૂળ જેને આપણે ગ્રહણી, સુંદરી, સ્ત્રી કહીયે છીએ. તે પણ કામ આવવાની નથી હો કે ક્યારે ? મર્યા પછી જુઓ શાસ્ત્રીજ

**धनानि भूमौ पशवश्च गोष्टे,**
**भार्या गृहद्वार जन स्मशाने.**
**देह श्चितायां परलोक मार्गे,**
**कर्मानु गो गच्छति जीव एक.**

ધન પણ પૃથ્વીમાં કે જ્યાં રાખ્યું હશે ત્યાંજ. પશુ, ઘોડા, હાથી, બેલ પણ બાંધેલાં ત્યાંજ. સ્ત્રી ઘરનાં દ્વાર સુધી, મિત્રો સ્મશાન સુધી. જે દેહ. 'આપથી ઉતરતું સગા બાપથી હોજો' એ કહેવત પ્રમાણે મરકીમાંથી, કોઇ કોઇનું ન દાઝતાં જ્યાં જેને સવડ ત્યાં સૌ ભાગી જાય છે. તથા પ્રિય વસ્તુ ખાવા, પીવા કે પહેરવાની; તેથી પોતાના શરીરને શણગાર્યા પછી બીજા. એવી જે દેહને લડાવીએ છીએ તે દેહ પણ ચિતામાં બળીને ખાખ–છતાં તેજ દેહથી કરેલાં પાપ કર્મો- તો શિક્ષા અપાવવા સાથેજ. કહો હવે એ શરીરનો શું લાભ ? માટેજ શરીર આપણા માટે છે, એમ માનવું; પણ આપણે શરીર માટે છીએ એવું માનનારાઓને મહાત્મા પોતાના પદમાં શું સુચના આપે છે.

શરીર પામ્યો સારૂં, જીવડા ઝટપટ હિત સાધી લે,
થશે અચાનક ન્યારૂં, જીવડા—
પોશણ રક્ષણ નિત્ય માગશે, તે તો પડશે દેવું,
તે સાટે તારે પણ એથી, કામ બરાબર લેવું. ૧

ખરેખર, એમજ છે, અનુભવ તપાસો, વિચારતાં આખી જીંદગી:
શરીરની શેવા કરવામાં, વય તારૂં સહુ જાતું,
ઘણો જાય છે વખત સુવામાં, સમજીને સજ થા તું.
જીવડા જાગરે જાગ, ક્યારે કરીશ તું હિત તારૂં.
શું હિત–ભક્તિ માગરે માગ, એથી થશે સવનું સારૂં,

પણ શરીર ને તે પછી પણ મન, ચિત્ત, બુદ્ધિ બધું સુધરે ત્યારે ભક્તિ થાય પણ આપણે સુધરવાને ચાહીએજ ક્યાં છીએ. આપણે તો ઉલટાની–શરીરની ઉંધી મદદ લઇ ઉલટા બગડવા ચાહીએ છીએ તો શરીરને કેમ સાચવવું તથા તેથી આપણું હિત કેમ સાધી લેવું તે વિશે તેજ પદની બીજી કડીમાં.

શરીર માટે કર તેટલુંજ, જેથી શરીર ચાલે,
મુરખના ઘરમાંજ નોકરો, ધણીથી વધુ મ્હાલે–૨

ને ખાસ ધ્યાન રાખવાનું ને વરતનમાં લઇ તપાસવાનું ને સુધરવાનું.

શરીર કરતાં આત્માનું હિત, વધુજ નિત્યે કર તું,
શરીરસુખ તો જગ માટે પણ, પરભવને ન વિશર તું. ૩

કહો આ પ્રમાણે યાદ રાખવાને બદલી, તે વાત તથા તે હિત ચુકી જઇ હાલની માફક શરીરનીજ સેવામાં લાગ્યાં રહ્યાં તો શું થવાનું. વાંચો તેજ પદની ચોથી કડી.

શરીર તો ખુદના સુખ સારૂં, તુજને ખેંચી જાશે,
એને વશ નહીં થાય દ્રઢ રહી, તો તુજ અર્થ સધાશે. ૪

હવે સમજ્યા. શરીર આપણા ઉપયોગ માટે છે. તો તેને નિયમસર રાખી પછી તેથી કરવાનું શું ? કેવું મોટું મળવાનું ને કરવાનું કેવું સ્હેલું. પ્રભુને ગમે ત્હેલું માટે કરવાને મ્હો બ્હેલું. શું ?

અધબંધન આત્માના કાપે, અંત નિત્યસુખ દે છે,
એવું હરિભજન જીવનું હિત, તે કરવા અનુ કહે છે. ૫

આવું ભજન કલ્યાણ કરનારૂં છે. વળી તેમાં મહેનત કે ખર્ચ કાંઇ નથી, વળી તે સાધન કોઇએ ઉપજાવી કાઢેલું નહિં પણ પ્રભુએ પોતાનું ગમતું દર્શાવેલું–પ્રસિદ્ધ કરેલું. જુઓ શ્લોક—

**त्रेव गंगा यमुना त्रवेणी**
**गोदावरी सिंधु सरस्वती च**
**सर्वाणी तीर्थानी वसंती तत्र**
**यत्रा स्थितो द्वार कथा प्रसंग ॥ १ ॥**

જુઓ, સર્વ તીર્થ ત્યાંજ કે જ્યાં પ્રેમથી પ્રભુનું ભજન.

પ્રભુએ ગીતાજીમાં પોતાના ભક્તનાં લક્ષણ અર્જુનને બતાવતી વખતે મુખ્ય લક્ષણજ એ બતાવ્યું કે મારા ભક્તોનું કામ

**मच्चित्ता मद्गतप्राणा बोधयंतः परस्परम्**

મારા ભક્તો મારા કથા કીર્ત્તનમાં એવા તલ્લીન બન્યા રહે છે કે પછી તેને બીજું કાંઇ તો શું, પોતાના દેહનું ભાન પણ રહેતું નથી. જુઓ, નૃસિંહ મહેતાજી રાસમાં મશાલ ઝાલીને ઉભા ને હાથ બળવા લાગ્યા પણ ભાન હતું ? ને તેજ નૃસિંહ મહેતાને રાસક્રીડાનાં દર્શન દીધા પછી દયાળુએ આજ્ઞા કરી કે હવેથી જગતમાં આ મારી લીલા ગાજે તથા આનંદમાં રહેજે. ખાસ મારૂં કામ પડે તો કેદારો ગાજે એટલે હું હાજર થઇશ. આવો નીહાલ કરી જગતમાં મુક્યો તે પધાર્યા. જુઓ કેવી રીતની પરીક્ષાઓ આપી.

મંડળીકની શભામાં ગરદન મારવાના ઠરાવ ઉપર પણ ન ડગી. કેવા ભજનમાં બન્યા રહ્યા. તથા સત્યથી ન ચલાયમાન થઇ દેહની દરકાર તજી અડાણે મુકેલો કેદારો ન ગાયો. આખર કુંવરીને મોકલવા તૈયાર થયા. પ્રભુએ શે. ચુકાવી ખત નાખ્યું પછી કેદારો ગાયો, પ્રભુ પધાર્યા, હાર પેહેરાવ્યો. વાંચો પુરો આનંદનો અંક, અથવા પોહોંચ્યો તેનાજ વંશમાં પ્રગટેલ તેવાજ પ્રતાપી માહાત્માના મુખથી તેનું આખ્યાન સાંભળવા સભાગી કરવાને આવા આવા પરચાઓથી નૃસિંહમહેના દ્રઢ થતા ગયા તેમ તેમ

તે રસમાં—જલમાં મીન બનતા ગયા. જુઓ પછી શ્રાધના વખતમાં ઘી લેવા ગયા ત્યાં કેવા જામ્યા, શ્રાધ કે ઘીની વાત કેવા ભુલ્યા. તે ભુલ્યા પણ ભગવાન્ ભૂલ્યા !? તે કેમ ભુલે. ઘેર જઇ બધું શ્રાધ વીધીસર અદભુત રીતે કરી કાંઇ પણ સુચવ્યાવિના કે જશની પાઘડી લીધા વિના ગયા—શું માણસની પેઠે ભગવાનને જશ જોઇએ છીએ તે શું કોઇને કહીને કાંઇ આપે છે. તથા ભકતો પણ ભગવાન પાસે કાંઇ માગે છે. જુઓ રાંકા વાંકાનું દ્રષ્ટાંત. અર્જુનની ખેંચથી ભગવાન્ ગયા, રસ્તામાં સોનાની ઇંટ રાખી લીધી—ભારીયો તૈયાર કાપી રાખી, લીધી. નગીયો ભકતો ભુખે મરી દુઃખ ભોગવવાનુંજ પસંદ કરે. જુઓ સુદામાનું કષ્ટ. વાંચો મહાત્માનો દશમસ્કંધ. આખર સ્ત્રીએ કંટાળો આપ્યો, ગયા પણ કંઇ જાવનાથી ત્યાં પણ કેવી ટેક જાળવી ? પ્રભુના પ્રેમનો કેવો ઉપકાર માન્યો, કેવા ગદગદ થયા. ખાલી હાથે પાછા નીકળ્યા. તોપણ જુઓ તેના વિચાર ને ઘર તૈયાર દીઠું સિધીથી ભરેલું તોપણ જુઓ તેનો વૈરાગ્ય—તે પદ. હરીજન મોહે ન વૈભવ પામી—ત્યાં પણ પ્રભુએ શું દેખીતું આપ્યું ? કેવી રીતે—જગાડતામાં આ સુખ દેખાડયા. એ અચિંત્ય શ્રી પતીએ.

અચિંત્ય રીતે દરિદ્ર સહુ કાડ્યાં—ને આવો દયાળુ સ્વભાવ જોઇ સુદામા શું બોલ્યા જુઓ તેનું સૌથી છેલું પદ ને છેલી કડી.

ન્યાલ કરી નાંખ્યા તોયે જરી ન ફુલાયારે,
ઘેર આવી જોયું ત્યારે પુરા સમજાયારે. ૩

ને સમજાયા પછી ભુલે તેના અભાગ્યનું શું પુછવું. આ સમજ્યા તેવાજ ગાન્યા કે—

એ દાતારનુંજ ધણીપણું બન્યું રહેજોરે,
એજ નીજ નિત્ય શેવા અનંતને દેજોરે—

કહો હજી વાંચો ખાસ નારદજીએ ભગવાનના શ્રીમુખનું શું સિદ્ધાંત સાંભળ્યું.

**नाहं वसामि वैकुंठे, योगीनां हृदये न च।**
**मद्भक्तायत्र गायंती, तत्र तिष्ठामिनारद ॥**

આવું કીર્તન ભગવાનને પ્રસંન છે વળી તે કેવું સુગમ છે.

**વાંચો પદ–રાગ–બન ગયો વેદ.**

હરિના ભજનની ખરી છે બલીહારી રે–
ધન કે સામાન કશું ન જોઇએ, નવ જોઇએ તૈયારી,
મનમાં ધાર્યું તેજ વખત એ, કરી શકાય સુખે થકી જારીરે. ૧
જુઓ હજી સુગમ. બહુજ આનંદ. મહામસ્તી–
પોથી પાનાનો ખપ ન પડે, જોઇએ ન જ્ઞાન ભારી,
વાજા રાગતણો પણ ખપ નહીં, સહેજે નામ શકાય ઉચારી. ૨

ભાઇઓ! તમે પુછશો કે ધન, શામાન, તૈયારી, પોથી પાનું કે જ્ઞાન કે વાજું રાગ નહીં પણ અમે અમારા કામમાંથી ક્યાં નવરા છઇએ કે જેથી પ્રભુના ભજનની ચોપડીઓ વાંચીએ કે વાંચતાં ન આવડતું હોય તો માળા લઇને બેશીએ. અથવા એવો ક્યાં દ્રઢ અભ્યાસ થઇ ગયો છે કે બીજા કામમાં પણ તેનું અહરનીશ સ્મરણ થયાં કરે બસ, ત્યાં એજ જવાબ છે કે–એજ અભ્યાસની જરૂર છે. ને તે અભ્યાસ તમો ચીવટ રાખશો તો જરૂર થઇ જશે.

કારણ મોટાં મોટાં મહેનતનાં કામ. બીજાઓને અજાયબી ઉપજાવનારાં કામો. તમે અભ્યાસથી સહેલ કરી શકો છો તો આતો ઘણુંજ સહેલું ને ખાસ સુગમ કામ છે ને તેનો ઉપાય કેટલાંક પદ લખું તેમ બીજાં પદો કે બીજું હું શું શીખ્યોછું કે જે લખું હું તો જે શીખ્યોછું તે શીખુંછું ને હજી કૃપા હશે તો શીખવાનોછું. તેમાંથીજ લખવાનોછું. જેની પાસે જેવો માલ હોય તેવોજ દુકાનમાં દેખાડી શકે વેચી શકે. સદુપદેશકમાં પદ છે—

રાત દિવસ ચિત ચીવટ રાખશો, તોજ ભજન તો થાશે રે;
નહી તો ટેવ પડી નથી તેથી, ઘડી ઘડી ભુલી જવાશે રે.

ક્યાં આખું લખું—એમ વચમાં બીજી ગડબડ થવાથી લોકોને અપ્રિય લાગશે. તેમજ મૂળ પદનો રંગ ઉડી જવાથી બંધ રાખી માત્ર સદુપદેશકની સુચના કરી પદનું મથાળુંજ માત્ર લખી, હવે મૂળ પદ પર ધ્યાન ખેંચવા વિનંતી કરૂં છું કે, જુઓ કેવી મજા બીજા કામ કરતાં પણ બની શકે એવું. ગીતાજીના બારમા અધ્યાયમાં અર્જુનને બતાવેલા ઉપાયો પૈકીનાજ વિચારો ગુરૂજીએ પદમાં ગોઠવેલા કે—સૌથી છાનું છતું પણ સદાકાળ બની શકે એવું.

હાથ અને પગ કરે જાય છે. વિવિધ કામ સંસારી;
આ પણ ચાલે, એ પણ ચાલે, મન ને મુખ એની ખપ ધારીરે. ૩

આહા! કેવી સવડ, સદાકાળ, અખંડ ચાલ્યા કરે તેવો મહા આનંદ મહા છુટી—

વખત જગ્યાનો કશો ન વાંધો, મદદ ન જોઇએ ન્યારી;
મદદ માત્ર જીભનીજ જોઇએ, તે તારે વશ છેજ બીચારીરે. ૪

ખાસ કરી વિનંતી ઉપાયને માટે કરી લખું છું ઉપાય ગુરૂનોજ વર્ણવેલો—

ઉપાય આવો હાથ છતાં શીદ. દુઃખી રહો નરનારી;
લ્હાવો લ્યો, અનુ હરી કુરૂણાનો,
શું કરવું ? નીશદિન ભજો, મુખે શ્રી ગીરિધારી રે. ૫

રામ નામકી ઔષધી, ખરી નીત શેં ખાય;
કાલપીડા વ્યાપે નહી, મહા રોગ મીટ જાય. ૬

છતાં આવું સુગમ ભજન પણ સંસારી અડચણોને લીધે આપણા બળેથી ન બની શકે તો સંસારી અગવડો—માયાના પ્રપંચોમાંથી

અલગ કરવાને પ્રભુને પ્રાર્થના કરવાનું પણ ગુરૂ બતાવે છે. કરો જેને મન થાય તે— પદ.

વારો જશોદા માવડી—એ રાગ.

માગો પ્રભુથી એવું, ફરી ફરી માગો પ્રભુથી એવું;
ફરી ફરી ન પડે કેવું—

ભાઇ ! માગવું મહા ખરાબ વસ્તુ છે. આપણે તેનો નિત્ય અનુભવ થાય છે. તથા તે માટે મણીરત્નમાળામાં ગુરૂ પોતાના શીષ્યપ્રત્યે કહે છે—

**लघुत्व मूलं हि किमर्थी तैव—**
**गुरुत्व बीजं पद याचनांकिं**
**जातो हि को यस्य पुनर्नजन्म ।**
**कोवा मृतोः यस्य पुनर्न मृत्युः ॥ १ ॥**

કાંઇ પણ અર્થનું માગવું એ ઘણુંજ હલકું છે, જુઓ માગતી વખતે આપણું હૃદય તથા મોઢું કેવું દીન કરવું પડે છે, શ્રીભાગવતમાં ખુદ ભગવાને બલી રાજા પાસે માગવા જતાં લઘુ રૂપ કરી શું બતાવ્યું છે. છતાં પણ માગવા માગવામાં પ્રકાર છે.

જુઓ ભગવાનનુંજ માગવું, બલીનું સઘળું લીધું, છતાં ત્રીજું પગલું બાકી રહયું તે બલીજ આપી શકે. આપણી કયાં તેવી દ્રઢતા, છોડો એ વાત, અહીં જુઓ ગુરૂજ જણાવે છે, **गुरुत्व बीजं पद**—પરમાત્માની ભક્તિ માગવી, એ ઉત્તમ માગવું છે. તેમાં વળી પ્રભુ પાસે માગવું, સંસારથી છુટવા. ને ભક્તિરસ લુટવા માગવું એમાં આપણો આનંદ ને આપતાં પ્રભુ કેવો આનંદ માને છે. શું કહે છે, **उदाराः सर्व एवैते** અરે ! એવું આપવા તો પરાધીન માફક અવતાર ધારણ કરે છે. પણ પદમાં હવે શું કહે છે, માગવા માટે. તેવુંજ માગવું, નહીતો બીજું માગીને તો પછી ધ્રુવ, વિભીષણ, સુગ્રીવ, ઇ-

ત્યાદિ પસ્તાણા છે, તે સુખો જે સ્વર્ગનાં સુખો તુચ્છ છે, **क्षीणे पुण्ये, मृत्य लोकं विशांति** માટે સમજીને માગવું. ને તે આવુંજ કે—

જેમ ખરચીએ તેમ ખુટે છે, એવું ધન શીદ લેવું રે. ૧
ઘડી ઘડી દુઃખ દે તજે આખરે, એ તનમાં શીદ રે'વું. ૨

આવું ક્ષણીકધન તે શરીર નહીં પણ વૈભવ ન ખુટે તેવું ને જરા વધારે વાર ટકે તેવું શરીર, ઇંદ્ર બ્રહ્માનું પણ નહીં, ત્યાંતો આમજ કે—

ઘડી ઘડી મરવું અવતરવું, એ દુઃખ ક્યાં લગી સ્હેવું રે. ૩

આવું નકી કરીનેજ અથવા આવું થયા પછીજ,

માગ્ય નીત્ય જે સંપુરણ સુખ, નથી ત્રૈલોક્યમાં જેવું. ૪
એજ અનુ ચહા કે હું ક્યારે, પ્રભુને પ્રત્યક્ષ સેવું. ૫

બસ, આવી ચાહના થાય તો તો બેડો પાર. પણ તે થવું મહા મુસ્કેલ પણ ઉપાય તો આજ મારા સમજવામાં આવેલો—લખેલો તેજ. એવી ભક્તિ પ્રાપ્ત થાય તેવા મહાત્માના સેવન દર્શનથી બેડો પાર થાય. આ વાત મૂળ મુદ્દેથી લખાયેલી છે ને હવે પુરી થવા આવે છે ને તેવી ભક્તિ પ્રાપ્ત થાય પછી જુઓ એની લેહેજત—ખાસ પ્રભુ તેજ ચાહે છે ને દરાવે છે. વાંચોઃ—

**व्याघस्याचरणं ध्रुवस्यचवया**
**विद्या गजेंद्रस्यका**
**कुब्जाना किम नामरुप मधिकं**
**किंतत्सुदाम्नो धनं**
**वंशः को विदुरस्य यादवपते**
**उग्रस्य किं पौरुष**
**भक्त्या तुष्यति केवलं नच गुणै**
**र्भक्ति प्रियो माधवः ॥ १ ॥**

કહો, શું સમજ્યા. આચરણ, ઉમર, વિદ્યા, રૂપ, ધન, વંશ, પુરૂષાતન વિગેરે કાંઇ પણ પ્રભુને પ્રસન્ન કરવા શક્તિમાન નથી તેનાં દષ્ટાંતો સહિત બતાવ્યું ત્યારે પોતાને પ્રસન્ન તો પોતેજ જણાવ્યું કે **भक्त्या तुष्याति** માટેજ સુદામાના તંદુલ કાચા, વિદુરની ભાજી પણ તેની સ્રીના હાથથી કેળાંની છાલ, દ્રૌપદીનું પત્ર, દહી માખણ અહિરના, શબરીનાં બોર કેટલાં જણાવું. આખી ભક્તમાલ એથીજ ભરી છે. સદુપદેશમાં પણ પદ છે. ભગવાન્ ભાવના ભુખ્યા, આખું વાંચી વિ-ચારી જોવું. ખાવા પીવાનું તો ઠીક પણ કામ કરવામાં જુઓ, વિચારો. સેના નાઇ થઇ હજામત ને પ્રેમનિધિની વાળંદ થઇ મશાલ ને દામાજીની મોહોરો પહોંચાડવા મહાર. કાંઇ પાર આવે તેમ નથી. હવે છેવટ બે શ્લોક. ખાસ ધ્યાનમાં રાખવા જેવા, પરમાત્માના મુખના,

**पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति**

ને તે મુજબ અહીં લ્હાવ અમને શ્રી દ્વારકાંધીશ આપે છે. તે બાબત ગુરૂજીના અનુભવની દીપમાળા ને ભેટમાળાનાં પદો વાંચી વિચારી જોઓ થોડું ચિન્હ લખું—

પગ રગડીને ધ્રસવી નાંખેરે, પિતા રણછોડ સરવ પ્રજાના.

તથા બીજો શ્લોક—

**सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं वृज अनन्या श्चिंतयंतोमां**

બસ, ઝાઝું લખવા મારી બુદ્ધિ નથી. આટલું પણ જેની કૃપાથી લખાણું તેને પ્રથમ કર્યું તેમ અહી સાષ્ટાંગ કરી સુજ્ઞ જનોને વાંચી સાર ગ્રહણ કરી અસારના દોષ ક્ષમા કરવા પ્રાર્થના કરી અહીં અસ્તુ.

શ્રી દ્વારકાધીશકી જય.

# સાતવારની સપ્તપદી.

આટલું લખાણ સત્સંગ ઉપર થયું ને અમે સત્સંગમાં માહાત્મ્યના પ્રતાપથીજ સુધર્યા. માટે પ્રભુ પાસે પ્રાર્થના કરી માગવામાં પણ પ્રથમ એજ કે—

### પદ ૧ લું.

રાગ, જયશ્રી રાગનરણછોડ એટવાળા.

પ્રભુ કૃપાળુ થઈ દે સત્સંગ.
કે જેના સંગથી લાગે ઉમંગ, ભજનમાં ન પડે ભંગ;
લાગે એવો રંગ, અંતે જોવા પામું દીવ્ય અંગ. કૃપાળુ૦ ટેક.
અમેતો અતી નઠારા, બાંધ્યાં છે પાપોના ભારા;
કૃપા કરીને બાળ, ટાળીને જંજાળ, જાણીને દીન બાળ.
કરીએ દીન સ્તુતી, બરીએ તોયે ન ધરીયે રીતી;
કેમે ન થાયે પ્રીતી, પડી છે ખરાબ રીતી,
ચરણે મગનને લગાડો રંગ. દયાળું ૧

### પદ ૨ જું.

રાગ, ઉર સ્થાપો પાકી પ્રીત.

સેવન્ન કર તું ધરી પ્યાર, મુજ યાર;
કર્યું એ પદ મહાસુખકાર.
[1]લાખો જન્મે તું પામ્યો, [2]લઇ સ્વાદ હજી ન વિરામ્યો;
[3]જીવી દેહ કરે શું નકામો, મન અંત થશે તું ખ્વાર. મુજ યાર.૧

[૪]ખીજમત અન્યોની કરે છે, [૫]મનહરને શું વીસરે છે;
[૬]જીવ એ શું ન ભૂલ કરે છે, કર પૂર્ણપણાથી વિચાર. ૨

[૭]કર હજી પ્રભુથી પ્રિતી, [૮]લ્યાનત ન મળેજ પછીથી;
[૯]નરદેહ મળે ન પછીથી, આ વાત જરી ન વિસાર. ૩

[૧૦]જીતવાનું સાધન સાચું, [૧૧]મનથી ભજ એ નમી યાચું;
[૧૨]ગણુ એવિન અન્યજ કાચું, [૧૩]નર તરવા થા તૈયાર. ૪

જગજીવન જગના કર્ત્તા, ભર્તા વળી સંકટ હર્તા;
રહો એથી મન ડરતા, મગના ભજી જન્મ સુધાર. ૫

ઉપરના પદમાં પહેલા ત્રણ પદના એક એક અક્ષર લેતાં. લાલજી,
૧ ૨ ૩
ખીમજી કલ્યાણજી; તથા મગન જગજીવન એવા અક્ષરો નીકળે છે
૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
તેવા એક મિત્રને ઉપદેશઅર્થે લખેલી.

## પદ ૩ જું.

રાગ. કેમ સમરોગે રામ.

વખત મળ્યો ન વિસાર. મન તું. ॥
કીરતન કરી ધરી પ્યાર, મન તું.

લક્ષ ચોરાશી યોની ભટકતાં, કેમે ન આવે પાર. ૧
આ નરદેહ ફરી ન મળે પછી, એ નવ વાત વિસાર. ૨

**નં**દ યશોમતી જે દુઃખભંજન, ઓળખ તત્વવિચાર. ૩
**દ**ર્શન શ્રવણુ ભજન, કીર્તનથી, કળીમાં બેડો પાર. ૪
**જી**વ લગાડ પ્રભુપદકમળે, તો ભવ તરવા નથી વાર. ૫
**જી**તી ગયા જે શરણુ સ્વીકારી, પામ્યા હર્ષ અપાર. ૬
**વ**ગર પ્રેમ પ્રભુ અન્ય ન રીઝે, શાસ્ત્રે પુરાણે પુકાર. ૭
**ન** મન ભજન જેણે નવ સાધ્યાં, તે પામ્યા છે હાર. ૮
**મગન** કૃપાથી રસ્તે ચડયો છે, અંત હરિ તું સ્વીકાર. ૯

ઉપરની કડીમાં દરેક કડીનો પેલો અક્ષર લેતાં વકીલ આણંદજી જીવણ એવું નામ નીકળે છે. તેને એવા રાગનું ને એવું જ્ઞાનનું પ્રસન્ન હોવાથી તેને આપવાને બનાવેલું—વચમાં વિવેચન કરવાથી પદનો રસ નિરસ થાય માટે પદ કાયમ લખ્યાં છે. સુજ્ઞજનોએ સાર ગ્રહણ કરવો.

### પદ ૪ થું.

રાગ, બાલધારી બાલધારી. ફોનોગ્રાફનો

ન ગુમાવો, ન ગુમાવો, ન ગુમાવો ધર્મ રે.
દરશાવો, દરશાવો, દરશાવો કર્મરે.
આ દેહ ફરી નહીં આવશે, કોઈ ના બચાવશે.
ઉગારશે, સંભાળશે, દીલનાં દુઃખ નહીં ટાળશે. ન ગુમાવો.
માટે મુજ મિત્રો મન્મથ તજી, મન મુખથી મુરલીધર ગાઓ,
સ્નેહે સ્મરીને, સૌ શ્રીહરિને, દ્વી કર શીરને ચરણે નમાવો.
જે થકી દુઃખ સહુ વામશે, પુરૂષોત્તમ પદ પામશે,
નકી નકી પકી વકી કહું કે, સદ્ગતિ શ્રી પહોંચાડશે;
**મગન** એવી ન જખ મારશે, ન ગુમાવો.

આ પદ ભજનમંડળીમાં આવના ભાઇઓને પાર્થના માટે બ-નાવેલું હતું.

## પદ ૫ મું.

રાગ. ઇંગ્લીશ છે—ફોનોગ્રાફનો.

સૃષ્ટિના સમગ્ર સુખને શોધીલે,
દીર્ઘ દૃષ્ટિ દૂર મુકી દેખીલે;
શ્રીપતીઉપકાર ઉરે ગોખીલે,
ચાલ ચોંપથી સુપુરૂષના ચીલે.

### સાખી.

આ અવનીમાં આવીને, કરવાનાં બે કામ;
દેવાને ટુકડો ભલો, લેવાને હરિનમ,

### ચલતી.

સેવન કરો શ્રીવરનું નામ, થઇ ઝુલતાનનેરે;
થાઓ એજ મહીં ગુલતાન ધારો ધ્યાનનેરે.
ઝુલ— જગત માંહે એજ ગણાયો ખરો સાર;
ધ્યાન લઈ વરતેથી થાશો ભવપાર.
જે ભવપાર તરી જઇ, પામ્યા શ્રીવરપાદ;
ધન્ય જનેતા જાતને, તે પામ્યા ન વિષાદ.
મનહર મગનાનું મનસ્વીકારીલે,
જાળ જગતતાત તું જીતાવી લે. " સૃષ્ટિના.

ઉપરનું પદ તથા રાગ કાનજી શુકલને ઘણું પ્રિય હોવાથી તેના માટે તેના કહેવાપ્રમાણે બનાવેલું.

### પદ ૬ ઠ્ઠું.

રાગ—સીયાનો રનરો—રંપું હરિ.

ઉંઘે કેમ અરે તું અભાગી,
રામ રટણમાં રહે નિત્ય લાગી. ઉંઘે. ટેક.
કાળ અચાનક આવી પકડશે, કંઠ પછીથી જવાય ન ભાગી.
પુત્ર કલત્રજ કામ ન આવે,
અંત સમે દેશે સહુ દાગી. ઉંઘે. ૨
કામ, ક્રોધ, મદ, લોભ, મોહને,
મત્સર મેલને આજથી ત્યાગી. ઉંઘે. ૩
કાયા કેવળ કાચની કોઠી,
ઠોકર લેશ કદી કંઇ લાગી. ઉંઘે. ૪
ફટ ફૂટતાં વાર ન લાગે,
**મગન** કહે ન મળે પછી માગી. ઉંઘે. ૫

### પદ ૭ મું.

રાગ બન ગયો વૈદ અથવા હરિના ભજનની.

અંતરમાં વિચારોરે, સંસાર ખારો,
પ્રભુ વિના ભવસાગરને, તરવાનો એક ન આરો;
એની કૃપા સંપૂર્ણ થતાં તો, તુરત મળે છે કીનારો. ૧
થઈ ગયા ને હજુ થશે છે, તારા જન્મ હજારો,
છતાં પ્રભુનું નામ સ્મરીને, કાં ન કર્યો છુટકારો. ૨
રંક પ્રાણીપર દયા ન રાખી, બન્યો માન ધરનારો;

મોજ મઝામાં મસ્ત બનીને, જન્મ બગાડયો છે તારો.૩
રમ્યો રંગમાં રંગી સંગે, બહુ ઉમંગ ધરનારો;
પરાધીન રહી જન્મ ગુમાવ્યો, હાય! ખરેખર હાર્યોરે. ૪
હજી અરજ આ માની **મગન**ની, ઉરે ધરો શ્રી પ્યારો;
ભક્તિ ભજન દ્રઢ મનથી કરીને, જન્મ સુધારો તમારો.૫

વૈરાગ્ય સપ્તપદી સાત વારની પુરી થઈ. વૈરાગ્યનાં પદ ઝાઝાં લખવાં કે કરવાં ઠીક નથી પડતું, કારણ હું જ્ઞાન દેવાલાયક નથી. હું પોતે જ્ઞાન લેવાલાયક છું વળી મહાત્માની કૃપાથી આટલું બન્યું છે. આ બધો સત્સંગનોજ પ્રતાપ છે. આટલા ઉપરથી સત્સંગનું શું મહાત્મ્ય તે આપને વિદીત થયું હશે છતાં પણ સત્પુરૂષોના સમાગમમાં જે હરિસેવા સ્મર્ણ ભજનના રંગ ઉડે છે. તેમાં પુરા મસ્ત બનેલા દુનિયાના ઢંગ કેવા ભુલે છે ને ભજનમાં કેવા ફૂલે છે. તથા અંતે પ્રભુ તેવા ભક્તોની કેવી સહાય કરે છે, કે તે વધુ દ્રઢ થવા એક આખ્યાન નીચે લખવામાં આવે છે. તે બરોબર દ્રઢ ધ્યાનમાં લેવા વિનંતી. દરેક કથામાં પૂર્વ રંગ લખાય છે. તે પૂર્વ રંગ અમે પ્રસ્તાવનામાંજ લખી ગયા છીએ કારણ કથાના કીર્તનમાં ગડબડ નથાય ને સરળતાથી વાંચવામાં આવે તેમ કથા પણ પૂર્વ રંગમાં બતાવ્યા પ્રમાણે સત્સંગથી થતાં ફળ વિશેજ છે. આ કથા ગુરૂજીના આનંદના અંકો નીકળ્યા પહેલાં સતસંગ મંડળમાં જમાવટ કરવાને રચેલી હતી તેજ અહીં દાખલ કરી છે. પ્રથમ મહાત્માનું ખુલું નામ નથી લખ્યું પણ અહીં કથાના નિયમ પ્રમાણે જેમ બોલું છું તેમ લખું છું તેથી અન્યને વિદીત થશે કે અમારા મહાત્માનું નામ શું તથા તે પોતે બાળક તુલ્ય ગણી પરવાનગી શિવાય આ કરેલાં

કૃત્યની ક્ષમા કરશે એ પ્રાર્થના કરી હવે વૈરાગ્ય સમ્પદીમાં પ્રથમ સત્સંગ આપવા માટે કરેલી પ્રાર્થના વૈરાગ્યમાં નહી ચાલી શકે તે માટે આ કથાના પૂર્વ રંગનું પદ લખ્યું છે કે તે વૈરાગ્ય સમ્પદીમાં મેળવી લેવું.

પદ ૧.

ગરબી. રાગ, ઓરા આવને.

પ્રેમે પ્રણમું શ્રી દ્વારકાધીશને જો,
કર જોડી નમાવી શીશને જો;
દેવોના એ દેવોના એ દેવ છે જો,
કોટી બ્રહ્મા શંકર કરે શેવ છે જો. ૨
શેષ શારદ નારદ ગુણ ગાય છે જો,
એનો સ્વાદ વેદોમાં વખણાય છે જો. ૩
રાજાઓના રાજાઓના રાય છે જો,
એને ચાહ્ય તેનું ચિત્ત ચહ્યું થાય છે જો. ૪
જ્ઞાની ધ્યાની મુનીશ એને ધ્યાય છે જો,
સાફ પાપ ને ત્રીતાપ એથી જાય છે જો. ૫
અનુ એને ન નમે તે ભવે ભમે જો,
નમે તેને પદે જગ સહુ નમે જો. ૬

અમારી તો ટુંકીજ સ્તુતિ— દુહો.

નમું અનંતપતી તને, નમું અનંતપ્રસાદ;
નમું અનંત પતીત હું, ચહું અનંત, પ્રસાદ.

હવે પર્વરંગનું પદ.

રાગ. પ્રભુ ખબર અમારી સદા રાખજો રે.

સત્સંગ કર્યા વિના પ્રભુ નહી મળે રે;

નહી ટળશે પાપના પુંજ ભાર—નરોનાર. ટેક.
સંતૂસેવ થકી સર્વ અર્થ સિદ્ધ થશે રે;
અંતે મળશે મોહન મન હરનાર. ૧
માટે સંતનું સેવન કરો ભાવથી રે;
વચન કથન થકી, મગન થશો પાર. ૨

કથાની શરૂઆત—રાગ લલિતછંદ.

પુરવ દેશમાં એક નગ્રમાં, સોની જાતના ગર્વ વગરના;
ત્રિલોકજી થયા, ભક્તિમાં વહ્યા, સંત સેવવા ભાગ્યોદય થયા.૧
અતિ પ્રીતિ થકી સંત સેવતા, ખુશી કરી પછી આશીશ લેવતા;
ઉઘમમાં કમાતા હતાજ જે, સઘળું ખર્ચતા સંત નિમીત એ.૨
બહુ દિનોતણી સેવથીજ એ, દ્રઢ થઇ ગયા પ્રેમના વીશે;
પ્રભુકૃપા થતાં સર્વ દુઃખ ગયાં, સુખ સહુ તેને આવીને મળ્યાં. ૩
દીનદયાળ દીલ માંહે દ્રઢ થયા, જગત જેનથી બેપરવા બન્યા;
ગોવીંદ ગીતમાં ગુલતાન થઈ જતા,બેભાન થઇ જતા આનંદે નાચતા.૪

લાવણી ટુંકી.

એક દીન બનાવ બન્યો તે તો છે આવો;
કરતો તો સ્મરણ ત્યાં રાજાએ બોલાવ્યો. ૫
તે જઇ હજુરમાં નમન કરીને બોલ્યો;
શું છે કહેતાં રાજાએ મરમ મન ખોલ્યો. ૬
મમ પુત્રીતણો વીવાહ નજીક આવ્યો છે;
આભુશણ સુંદર કરવા તેડાવ્યો છે. ૭
તો આ ચીઠી લઇ જા ખજાનચી પાસે;

જોઇએ તે ધન લઇ જા, નવ રાખ ક્યાશે. ૮
પુત્રીના કહ્યા પ્રમાણે ભભક ભરેના;
સુંદર આભુશણુ કરો નવીન તરે'ના. ૯
જેમ બને તેમ જલદીથી કરી તૈયારી;
લાવીશ મમ પાસે, ઈનામ દઈશ હું ભારી. ૧૦

દીંડી.

સુણી વાત આમ રાજાજીની જ્યારે,
હુકમ મુજબ કરીશ હું એ વીના વારે;
ચીઠી લઇને ગયો ખજાને એ જ્યારે,
કહી નમન કરી રજા લઇને ત્યારે. ૧૧
રૂપૈયા દશ હજાર રોકડા લઇને,
રાજ્યપુત્રીને પુછ્યું ફરી જઇને;
ખુશી કરીને આજ્ઞા લઇને ચાલ્યા,
ઘેર આવી બેસતાંજ સંતો ભાળ્યા. ૧૨

હરીગીત છંદ.

જોતાંજ સંતોને અતિ હરખીત મતિના થઈ ગયા.
સાષ્ટાંગથી નમી પાય ને, અંતર વીશે દાબી રહ્યા. ૧૩
ઉષ્ણોદકેથી સ્નાન કરવી, આસનો પાસે::ધરી;
આપે પણે બેસીને સ્હામે, જોડી કર સ્તુતી ઉચરી. ૧૪
પ્રભુ આપ પાઠ પુજા કરો, સામગ્રી હું શુભ આદરૂં;
પ્રેમ ભરતાં હુકમ મળતાં, તુરત હું હ્યાંથી ફરૂં. ૧૫

## ગીતિ.

આજ્ઞા લઈ સંતોની, રસોઈ ગ્રહમાં પ્રવેશ કરી જ્યારે,
સામગ્રી શું બનાવી, બંશીધરને ધરાવી સહ જ્યારે. ૧૬
જળ પાન પછી કરાવી, સેન કરાવી શ્રીવરને ભાવે,
કીરતન સ્તુતિ સંભળાવી, બહાર આવી સંતોને નમી પાયે.૧૭
અર્જ કરી કે શું છે, હવે પ્રસાદી લેવા પધાર્યાને,
વીનય સુણી સંતોએ, અતી સંતોષે હર્ષ વધાર્યાને. ૧૮
ચાલ્યા સર્વે ત્યાંથી, આવ્યા જ્યાં પરસાળ દીઠી મોટી,
બેઠા છે આનંદે, ચાલી પીરસવા તણીજ હથરોટી. ૧૯

## શારદુલ વીક્રીડિત છંદ.

આનંદે એમ ખાઈ પી સરવને સંતોશ ઝાઝો થયો,
આનંદે આશીશ દઈ ભગતનો જય જય સહુએ કહ્યો. ૨૦
પાછેથી મુખવાસ પાન લઇને, ચાલ્યું ભજન હેતથી,
પ્રેમે બહુ દિન ગાળતાં, પ્રથમની વાતો ભૂલ્યા નેહથી. ૨૧

## બનજારા.

બહુ દીવસ જતાં રાજાએ, ફરી તેડાવ્યો શાહજાદાએ. ૨૨
કેમ કેવું થયું શું બાકી, કેટલી વસ્તુ થઈ પાકી,
મુકીને બીજી ઘરાકી, રહેજે તું તારી માજાએ. ૨૩
મુદત આવી છે સ્હામી, નવ થઈશ તું નીમકહરામી,
નહી રાખજે કશી કંઈ ખામી, લઇ આવ જલ્દી તાજા એ. ૨૪

## મોટી લાવણી.

સુણ્યો હુકમ રાજાજીનો ને સોની તો બહુ ગભરાયો,
મનમાં કહે છે અરે ! હજી તો કાંઈ વાતનો નથી પાયો. ૨૫
તોપણ હીંમત ધરી કહે છે, રાજાજી નિશ્ચિંત રહો,
ખરે વખત હું એ સહુ વસ્તુ, રજુ કરીશ પછી શું કહો ૨૬
એમ જેમ ને તેમ ઠસાવી, લઈ રજા ને વિદાય થયો,
ઘેર આવીને ફરી આનંદે, સંતશેવે ગુલતાન રહ્યો. ૨૭

### ત્રોટક છંદ.

એ આનંદે તમામ ભુલીજ ગયો,
સંતશેવ તથા ભજનેજ વહ્યો. ૨૮
ન રહ્યું કશું ભાન શરીરતણું,
ઉદ્યમ પણ નહીં પરતંત્રપણું. ૨૯
એ છતાં વળી એક બીજું દુઃખ થયું,
સંતશેવમાં દશ હજાર તો શું. ૩૦
પણ જે કંઇ હતું સહુ તે ખરચી,
યુક્તિ બચવાની ન કાંઈ રચી. ૩૧
નિત્ય સેવમાંહી ગીરકાવ રહે,
ભજનામૃતનો રસ પૂર્ણ લહે. ૩૨

### સાખી.

બહુ દીન એમ જતાં વળી એક દીને નૃપ એ તેડાવ્યો,
કહ્યું ભાઇ તું ખરા વખતપર દગોજ દેશે ભાળ્યો. ૩૩
માટે જે કાંઈ થયું હશે તે લાવ તુરત મુજ પાસે,

આકીના માટે તું કરજે અતિ ઊતાવળ ત્હારો. ૩૪
સાંભળતાં ઊત્તરમાં બોલ્યો સોની સ્વબળ દરસાવી,
ચિંતા કંઈ ન કરો રાજાજી આશ થશે મન ભાવી. ૩૫
પણ આ વખ્તે રાજાએ નહીં માની તેની વાત;
અતિ ક્રોધથી તપીત થઇને પછી કરવી કબુલાત. ૩૬
પ્રાત થતાં આપીશ હું સહુ આભરણો કરી તૈયાર,
એ સુણીને આપીજ રજા, રાજાએ તેણીવાર. ૩૭

## દોહરો.

ત્યાંથી રસ્તે આવતાં, વૃક્ષ હતું મનહાર;
ત્યાં બેશી નેત્રે ભરી, નીર થતો લાચાર. ૩૮

## ગજલ. પ્રભુ પ્યારા, એ રાગ.

પ્રભુપ્યારા પતિમારા, હવે મારે તે કરવું શું,
હવે મારે તે કરવું શું, કયાંહાં જઇનેજ મરવું શું. ૩૯
પ્રભાતે જો ન ફાવ્યો તો, થશે બુરા હવાલો તો;
ચઢીશ સુળી સુણાવ્યોતો, વીના મોતેજ મરવું શું. ૪૦
રૂપીઆ દશહજાર જે લાવ્યો, તે સાધુશેવ ખરચાવ્યો;
નથી એક પાઇ પણ આવો, વખત દેખીને કરવું શું. ૪૧
હવે નથી જીવ બચવાનો, વખત આવ્યો છે મરવાનો;
નથી ઉપાય ઉગરવાનો, હવે મારે તે કરવું શું. ૪૨
સ્તુતિ કરી નમ્ર બહુ થઇને, અતિશય નીરને ભરીને;
શરીરે થરથરી કરીને, હવે મારે તે કરવું શું. ૪૩

તારૂં ધાર્યું નક્કી થાશે, હું તો છું તારે વિશ્વાસે;
સંતો ઘેર છેજ મુજ આશે, હવે મારે તે કરવું શું. ૪૪

દોહરો.

કરગરીને ફરી ઘેરજઇ, લાગ્યો શેવવા સંત;
ભજનમહીં તલ્લીન થતાં, થતો અતી નિશ્ચિંત. ૪૫

પ્રસાદ લઇ સાયં થતા, સુતા સરવે સંત;
આપણુ સાથે સુઇ ગયો, હતી ચીતમાં ચંત. ૪૬

માઢ. રમે જુગટું યુધિષ્ઠિર રાય એ રાહ.

થઇ મધરાત, દીઠા સહુ શાંત, સંતો સર્વ જ્યારે;
થતાં પરભાત, થશે દેહાંત, આવ્યું ધ્યાન જ્યારે. ૪૭
ગયો સટકી એ ઘરથી, ન લીધું કોઇએ પરખી;
છુપાયો જંગલે હરખી, હવે ત્યાં કોણ ભાળે. ૪૮
લગાવ્યું ધ્યાન ધણીમાં, છુપાઇ વૃક્ષ ભણીમાં;
રહીં ચિંતા બની ના, આ વાતની કંઇપણ લગારે. ૪૯

સ્વાર્થી જગમાં ખરેખરૂં એ રાહ.

સવાર થાતાં મહારાજે મોકલ્યા સીપાઇરે;
શોધી લાવવા સોનીને, મોકલ્યા સીપાઇરે. ૫૦
સીપાઇ ઘેર ગયા પણ ન મળે, પત્તો કયાંઇરે;
ગામ ગામ ઘર ઘર શોધ્યાં, થાકયા જઇ કાઇરે. ૫૧
કહી હકીકત સાંભળતાં રાજાતો કોપ્યારે;
ફરી ગોતવા મોકલ્યા, મોકલ્યા સહુ સવારે. ૫૨

### દોહા.

આમ લાજ જતી જોઇને, પ્રભુએ કર્યો ઉપાય;
રૂપ ધર્યું સોની તણું, રીઝવવાને રાય. ૫૩

આભુષણ સર્વે લઇ, આપ થયા તૈયાર;
જુઓ ભક્તિની શ્રેષ્ઠતા, વારવાર બલીહાર. ૫૪

અંતરનું જાણી લઇ, અનંત નાથ તમામ;
ભક્તિ શ્રેષ્ઠ ઠરાવવા, સજ થ્યા પૂરણકામ. ૫૫

### નટવરવસંત થઇ થઈ એ રાહ.

પ્રભુ આભુક્ષણો લઇ સભામાં ગયા;
સભામાં ગયા, રાજા સ્હામા ગયા. પ્રભુ. ટેક. ૫૬

### સાખી.

રાજપુત્રીના કહેલ છે, આભરણો તૈયાર;
જોઇ રાય હરખીત થયો, પુત્રી પણ એ પ્રકાર. ૫૭

પુછ્યું રાજાએ ફરી, કયાં ગયો તો હાલ;
ઉત્તર દીધો એ ફરી, સંતોની સંભાળ. ૫૮

### ઝુલ.

સુણીને એવી વાત રાજા હરખ્યો રે;
આભરણો જોઈ ભલી ભાત ઉત્તમ પરખ્યો રે. ૫૯

પુત્રી પણ આનંદ અતિશે થાતી રે;
ફેશન નવી ભાતજ જોઇ ઉરે હરખાતી રે. ૬૦

### સાખી.

રાજાએ સંતોષ થઇ, આપ્યું અતિશય માન;
ઉપરથી બક્ષીસ લઇ, ગયા ભક્તને સ્થાન. ૬૧

### અંતરો.

ભોળા ભગવાન ભળ્યા સંતોની સેવમાં;
લાગ્યા સંતોને બહુ વાહાલા થયા. ૬૨

### એસી ચતુર નાર.

મળ્યું જે કાંઈ ઈનામ, તેનો લઇને સામાન;
કીધું મિષ્ટ પકવાન, સ્વહસ્તે ભગવાન,
વનમાળીએ જમાડીને, રમાડયાછે આલ્હાદે. મળ્યું૦ ૬૩
જમી થયા સંતોષ, સંતો સાથે સહોષ;
કીધાં વાદ્ય વઘોષ, જામ્યો અતિશે જોષ,
નાચી ગાઈ બજાવીને, વરતાવ્યો મહા નાદે. ૬૪
કોઇએ જાણી ન વાત, એવી કીધી છે નાથ;
પછી લઇને પ્રસાદ, જયાં છુપાયા છે ભ્રાત;
આપી સંતોની પ્રસાદી, નંદનાનંદે આલ્હાદે. ૬૫

### જીવ કેદરૂપ ધર એ રાહ.

લેતાં પ્રસાદ હાથે જ્યારે, જોયું ફરી ફરી ફરી બહુ વારે;
ઓળખ્યા કદીએ નહીં પ્યારે, તેથી પુછયું ભક્તે ત્યારે. ૬૬
કયાંનો પ્રસાદ આ છે પ્યારે, ઊત્તર દીધો મન મનહારે;
થયો ત્રિલોકધર ઓછવ ભારે, કહ્યું કયો ત્રિલોકને થયો કયારે,
જેનાસમ નહીં કોઇ જગમાં રે, તેના ઘેરે થયો છે સવારે. ૬૭

સુણતાં સાષ્ટાંગ પડયો ત્યારે, ધારી કરૂણા ભારી ભારે;
હૈયું હાથે ન રહ્યું લગારે, નયનોથી વહે જલની ધારે,
પ્રભુ! વાહ વાહરે! પ્રભુ! વાહ વાહરે!કહેતાં અલોપ થયા અણુધારે.

### વસંતતિલકા.

જાણ્યું થયા અંતર્ધ્યાન ત્યારે,
ત્યારે એ ભકતે ન રહાયું જ્યારે;
રડયો વિયોગે બહુ એજ ત્યારે;
આકાશ વાણી થઈ આભમાં રે ! ૬૯

**કેમ પામું હું તમને જંગત્પતી એ રાહ.**

જા તું તારે સ્વસ્થાને ઉમંગ ધરી;
ઉમંગ ધરી, જા આનંદે ઠરી. જા તું. ૭૦

જેમ કરેછે સંતોની શેવા,
કરજે તેમ સ્વભાવે ઠરી. ૭૧

પ્રારબ્ધાધિન દેહ છુટયા પછી,
મળશે અંતે મુજને ફરી— ૭૨

### ધનાશ્રી.

સાંભળતાં થઈ શાંત ત્રિલોકે,
જાવા ધાર્યું ભલી ભાત. ત્રિલોકે. , ૭૩
પ્રભુમાં મન રાખી ચાલ્યો તે,
આવ્યો ઘેરે એકાંત— ,, ૭૪
સંતોની શેવા સુપ્રકારે,
કરતો થઇને શાંત— ,, ૭૫

એજ પ્રકારે ઉમ્મર ગાળી,
અંત વિશે પ્રિય કાંત— ,, ૭૬
મળજો આ મગનાને પ્રેમે,
વિશ્વાસે રહુ શાંત— ,, ૭૭
જીવન સેવનમાંજ ગળાવી,
કેશવ કમળા કાંત— ,, ૭૮

શ્રી દ્વારકાનાથજી જે.

જેની કૃપારૂપે આ બની શક્યું તેને પ્રથમમુજબ છેવટમાં નાનીજ સ્તુતિ.

દોહરો.

નમુ અનંત પતીતનેં, નમું અનંત પ્રસાદ,
નમું અનંત પતીત હું, ચહું અનંત પ્રસાદ;

# સાત વારની ભક્તિ પ્રાર્થના સપ્તપદી પદ.

રાગ સોરઠ.

પ્રભુજી ઉગરવા કાંઈ ન ઉપાય,
જેથી ગરીબ રીબાય; ટેક.
સમજાયું છે સરવ મજાનું,
પણ નવ પૂર્ણ સધાય. પ્રભુ૦ ૧
સાધન મળવાનું સમજાયું, પણ નવ પૂર્ણ પળાય. પ્રભુ. ૨
કર્મ કરૂં ન ડરૂં ધીરજ ધરૂં, પણ નવ ધૈર્ય ધરાય પ્રભુ. ૩
આ બધું તો તજ્યું આ પદને ભજું,
કાંઈ આનંદ ન થાય. પ્રભુ૦ ૪

કહે કારણ કે કર કાંઈ નિવારણ.
હારણ હૈયું જણાય. પ્રભુ૦ ૫
વાર દયાળુ હશે કોઈ વાતે.
સ્વપ્ને કાં ન કહાય. પ્રભુ૦ ૬
રોઈ હશી નીરખી હરખીને,
લાવું અંત સહાય. પ્રભુ૦ ૭
પાપ હરી, દીલ સાફ કરી ફરી,
મળશો નાથ કદાચ. પ્રભુ૦ ૮
મગન મનોરથ પૂર્ણ કરો મન,
મળવા અતિ લલચાય. પ્રભુ૦ ૯

પદ ૨ જું.

પ્રભુ ખબર અમારી સદા રાખજોરે એ રાગ.

તારી ઓથે પડયો છું આ સંસારમાંરે;
હવે રાખ્યો નથી અવરનો આધાર—મેં લગાર— ટેક.
સુખ સંસારનાં સરવ જોઇને રે,
કાંઈએ ન દીઠો તે મહીંમેં સાર. ૧
તજી શોક મોહ સર્વનો ખુશી થયો રે,
રહી ખામી જે કાંઈ તે તું સુધાર. ૨
નથી વિવેક કે વિદ્યાનું જોર કાંઇએરે,
નથી સુનીતી કે કાંઇ નથી આચાર. ૩
પુરી પ્રિતિ નથી તારાં ચર્ણમાંરે,
તેમ સાધને ન જાણું છું ગમાર. ૪

નથી શાંતિ દમ કે સમ ન પૂણ્ય કંઇ કર્યાંરે,
નથી વૈશ્નવે હું થયો રૂડી પ્રકાર. ૫
કથા કીર્ત્તને હું પૂર્ણુ ધ્યાન ના દઉંરે,
હજી ઢંગ ધડા વગરના વિચાર. ૬
છતાં આશા રહે છે આપ ભેટવારે,
તે કહો શી રીતે પૂર્ણુતા થનાર. ૭
જેથી વિનવીને વિનંતી કરૂં પ્રિતથીરે,
જેમ તેમ તું સુધારીને સ્વીકાર. ૮
મગન નમન વિના તદન મન ખરાબ છે રે,
ખાસ બાલ જાણી તાત તું સુધાર. ૯

પદ ૩ જું.

રાગ. શ્રીરણછોડરાયકી બલીહારી.

પ્રભુ સુણ તું વિનંતી અમારી.
દીન દાસ દુખીઆરો બનીને કહેતો દયા લે ધારી–પ્રભુ૦ ટેક.
આ ભવમાં સુખ સન્મતિ આપી અંતે મૂકો ન વિસારી,
બહુને આપ કરે થકી તાર્યા, રહી છે ધ્યાન દયારી. ૧
દયા કરી નર દેહજ દીધો, શુદ્ધ મતિ દે તારી,
કર્મ ખરૂં કરવાનું કરાવો, રહો નિત્ય સાહ્ય હમારી. ૨
કરજોડી હું પ્રણામ કરૂંછું, માગું ક્ષમા ઓ તારી,
દીનદયાળ ક્ષમા થાવાને, આ અરજી મેં ઉચ્ચારી. ૩
ક્ષણે ક્ષણે ઉપકાર કરો છો, સંકટ સર્વ નિવારી;
બદલો કઇ રીતે હું વાળું, અલ્પ જીવ છું વિકારી. ૪

ષડ્ગુણ યુત ભગવંત તમે છો, ભક્તતણા ભયહારી;
ભક્તિ થકી નિશ્ચય હું પામું, તુજ પદ મંગળકારી. ૫
મોટાં દેવ મનુષ્ય રૂષીથી, છે તુજ સત્તા ભારી;
સત્યગણી સરણું જ સ્વીકાર્યું રાખો લાજ અમારી. ૬
ચિત્ત કરૂં ચરણાર્પણ નિત્યે, પ્રભુ શુભ નામ ઉચ્ચારી,
સ્વલ્પ વાક્યથી વિનતી કરી જે, લેજો લાલ સ્વીકારી. ૭
અહીંથી રહ્યો ફરી ત્યાંથી રહું તો, શી ગતિ થાય વિચારી,
ખાસ લગામ ધરીજ સુધારી, અંત સમે લ્યો સ્વીકારી. ૮
મગનતણું મન હજી નબળું છે, કૃતિ છે સર્વ નઠારી,
તોપણ આશધરી તવ હૃદયે, પૂર્ણ કરો પ્રીતુ મારી. ૯

પદ ૪ થું.

રાગ—બોલ્યાં કુંતીમા પ્રેમે ગદગદ થઇ રે.

પ્રભુ દીન જાણીને સ્વીકાર કરો રે,
અપરાધી તો પૂર્ણ છીએ પણ આધાર તમારો—
ઊરે ધાર્યો ખરો રે. ૧

અંતરજામી જાણો છો સહુનું,
પછી વધુ લાચારી શું હું કરૂં ધરો રે-(૨) પ્રભુ૦ ૧

વિશ્વોદ્ધારક વિભુ સુખકારક,
રહે ભક્તિ આનંદ ઊર એવું કરો રે— પ્રભુ૦ ૨

દ્રઢ વિશ્વાસે રહે એ આશે,
તજી અન્યની આશે સુણો કરગરો રે.— ,, ૩

પૂર્ણ કરો પ્રભુ યોગ્ય મનોરથ,

દીલ ધરી પરહરી દીધા અન્ય હુન્નરો રે. „ ૪
  જ્યાં જોયું ત્યાં કાંઈ ન દીઠું,
ઉલટો હું ઉપાધી થકી દીલે બર્યો રે- „ ૫
  નથી સંતોષે તથા ઊર શાંતિ,
માત્ર મોહ તથા મદથી છું ભર્યો રે- „ ૬
  દીલમાં ન ડર્યો પદમાં ન વર્યો,
હજી સુધી અરથ મારો કાંઈ ના સર્યો રે- „ ૭
  આપ પદે દીલ દ્રઢ થાવાને,
સ્વામી સ્નેહ સહુનો મેં તો પરહર્યો રે- „ ૮
  આપ કૃપાવિન નહીં ઊગરે આ,
દુઃખીઆરો મગન નક્કી કરગ્રહો રે. ૯

પદ ૫ મું.

રાગ—સનનન, સોહે સાંવરીઆ શ્યામ.

પ્રભુ તારા ગુણો શું ગાઉં હું ગમાર,
બ્રહ્મા શીવ ખુદ કહી ન શકે ત્યાં;
  અચરજ નથી બનું છું હું લાચાર- પ્રભુ૦ ટેક.
તારી તો ઠીક પણ તારા પ્યારાઓની,
  દયા દીસે છે હું પર વારંવાર;
રહું બેદરકાર તોએ લેછે સંભાળ મારી,
  એ ઉપકાર ભુલું કયાં સરકાર— પ્રભુ૦ ૧
ખાન ને પાન ધન ધામ ને હામ માટે,
  તારીજ આશા ધરી છે અપાર,

થાએ અકૃપા તો ઊગરવાની આશા નહીં,
જોજો ન દેજો છેહ મને લગાર— પ્રભુ૦ ૨
પાપ પ્રજાળી વિશુધ ઠરાવી,
હવે તો ખેંચો ચરણે સરકાર;
એ કરગર નટવર ધર ઊરપર,
અનંતનાથ મગન મહા ખ્વાર— પ્રભુ૦ ૩

પદ ૬ ઠું.

રાગ—મોરી બૈયા નાં પકડ ગીરિધારી સ્યામ.

નટવર તું વગર ન અવર આધાર,
ન અવર આધાર, કરતાર, પાર. નટવર. ટેક.
સંસારી સુખ જોયું સઘળું,
અહીં સવળું પણ અંતે નબળું;
એ થકી અંત પદે કદી ન મળું,
તો પછી કહો સુખ શું લગાર. નટવર. ૧
એ સુખનેજ અહરનિશ ચાહું, એજ માંહી મસગુલ બનીજાઉં;
એ મદ મોહ નહી અટકાવું તો શું ભવિષ્યે ભલું થનાર. નટ. ૨
અન્ય જગે દઉં બોધ હું તારો, હુંજ કરૂં ભુલનાજ વિચારો;
સમજું તોય કરૂં ન સુધારો, મોસમ નીચજ કો થનાર. નટ. ૩
ભુલું જો કદી આપ ચેતાવો, આપ કૃપા કરી નામ સ્મરાવો;
આપ કૃપા કરીનેજ બચાવો, તે વિન નહીં હું સીધો જનાર. ૪
મારી પરીક્ષા નાથ ન લેશો, લેશોતો ના પાસજ કહેશો;
આપ કૃપાથી અભયપદ દેશો, તો જગમાં ટકી હું રહેનાર. ૫

અનંતનાથ દયા કરી તારો, દાસ સ્વીકારો આજ ઉગારો;
નાલાયક બહુ ક્રૂર નઠારો, તોપણ તવ બ્હાનાથી તાર. ૬
મગનો પાય પડી એ માગે, અન્ય વિચારો સરવે ત્યાગે;
આપ ચરણે બની રહે અનુરાગે, કર એવું મન તું સ્વીકાર. ૭

પદ ૭ મું.

રાગ—મારા તનમાં મનમાં ભર્યો છે ઠર્યો છે. (નાટકનો)

**મારી વા'રે ચઢોને ગીરીવર ધારણુ તારણુ ત્રીકમ તાજ રે,**
**દારૂણુ દુઃખરૂપી દરીઆમાં, આપજ દીસોછો ઝાઝ રે. મારી.ટેક.**
**પાપી પ્રપંચી હું પુરો પડયોછું, ખ્યાર વિશે પાયમાલ,**
**ઉગરવાને હું અરજી ઊચારૂં તે ધ્યાનધરો માહારાજ રે. મારી.૧**
**આપ કૃપાવનિ નાથજી મારૂં, કાર્ય ન સુધરનાર,**
**આપ કૃપા કરી કાર્ય સુધારો, જાળવજો મારી લાજ રે. મારી.૨**
**મગન બાલ બેહાલ કંગાલ, આવાર બન્યો છે લાચાર,**
**નીહાલ થવાને આ લાલ ઉચારે, ગાય ગરીબનિવાજ રે. મારી. ૩**

**પ્રાતઃસ્મરણ.**

રાગ—કલ્યાણુ શ્રી દ્વારીકાંપતી.

શ્રી રણછોડરાય, કરો સૃષ્ટિજનને સ્હાય,
જે થકી અગાધ કષ્ટ સદ્ય દુર થાય. ટેક.
શંખોદ્ધાર બેટમાં આવી, વસિયા શ્રી જગનાથ;
ત્રીકમલાલ ફાંકડા કુંવર, કલ્યાણરાયની સાથ.
શ્રી રણછોડરાય૦ ૧
પુરૂષોત્તમ પ્રભુ સમીપ શોભે, માત દેવકી જાણ;

માધવરાયને અંબીકા માતા, ગરૂડ સહીત નિરવાણ.શ્રી.૨
શ્રી લક્ષ્મીજી પટરાણી પાસે, શ્રી ગીરિધારીલાલ;
સત્યભામા લક્ષ્મીનારાયણ, સાક્ષી શ્રી ગોપાલ. શ્રી૦ ૩
શ્રી જાંબુવંતીને રાધા રાણીનાં, મંદીર સુંદર સાર;
પ્રસન્ન મનથી દર્શન કીધાં, સઘ થાય સંહાર. શ્રી૦ ૪
શ્રી ગણાધીશ કુશેશ્વર શંકર, શોભે ધામની બ્હાર;
હનુમાનજી ચોકી કરવા, બેઠા સમીપે દ્વાર. શ્રી૦ ૫
રમાનાથ તું રક્ષા કરજે, મંડળી આ ગુણ ગાય;
નમન સ્વમનશીર સાથ કરે છે, મગનો પ્રભુપદ ચ્હાય.શ્રી.૬

## મધ્યાન્હ સ્મરણ.

રાગ—જળમાં ગજરાજ પડયો હરખી.

જય કુશેશ્વર મહાદેવ નમું;
માંહી આવી ગણેશજીને પ્રણમું. જય. ટેક.
શ્રી [1]રાધા [2]ગોવરધન [3]લક્ષ્મીજી;
શ્રી સાક્ષી [4]ગોપાળ નમું– જય ૧
શ્રી [5]લક્ષ્મીનારાયણ [6]જાંબુવતી,
શ્રી [7]સત્યભામા પટરાણી નમું. જય ૨
[8]અંબા [9]માધવ [10]દેવકી માતા,
શ્રી [11]પુરૂષોતમ પ્રભુને પ્રણમું. જય ૩
જય [12]કલ્યાણ [13]ત્રિવીક્રમ ત્રાતા,
જય [14]ગરૂડાધી પતીને નમું. જય. ૪
છેવટમાં શ્રી છેલછબીલા.

શ્રી દ્વારકેશ પ્રભુને પ્રણમું. જય. ૫
ગોદ્દ તણા ગોપાલ લાલને,
ગાઈ ગુણો રીઝવીને નમું. જય. ૬
મગન નમન સ્નેહેથી સ્વીકારો,
ટાળો કુટેવો પદે વીરમું. જય. ૭

**સાયં સ્મરણ.**

રાગ—ગરૂડ ચઢી આવજે ગીરિધારી.

(દાશી ભાવથી કરેલું, બ્હેનો પણ ગાઇ શકે માટે.)

દયા કરી દાશીની શુધ લેજો, દીન જાણીને દર્શન દેજો—દયા.ટેક.
મારી કૃતિઓ છે સર્વ નઠારી, કથા કોઈ દીન તારી વિચારી;
મહા પાપે પડી છું બીચારી. દયા કરી. ૧
નિત્ય અગણીત થાય છે દોશો, તેતો આપશ્રી કદીએ ન જોશો;
દીન જાણી દયા થકી પોશો. દયા કરી. ૨
દહાડો નિત્ય વૃથા હુ ગુમાવુ, તારા દર્શને પણ કદી ન આવું;
પછી કીર્ત્તન કયાં થકી ગાઊં. દયા કરી. ૩
કામ ક્રોધે ભરેલી પડી છું, તેમ ઝાઝી કુસંગે ચઢી છું;
વળી મોહના માંસે મળી છું. દયા કરી. ૪
ઝાઝી વય તો મેં એમ ગુમાવી, બાકી રહી કાંઈ થોડીજ આવી;
તેમાં કાંઈ કરાવો સુભાવી. દયા કરી. ૫
મારાં બળથી કદી ન કરાશે, શુભ માર્ગે કદી ન ચઢાશે;
પછી મોક્ષગતિ ક્યાંથી થાશે. દયા કરી. ૬
હાલ છું તેમાં કાલ જો આવે, પછી કયાંથી આ દેહ ત્યાં ફાવે;

માટે દેખાડો કાંઈ ઉપાયે. દયા કરી. ૭

મારી કરગર લ્યો પ્રભુ ધ્યાને, દાસીપર કાંઈ લાવી દયાને;
મતિ આપો સુગુણ ગાવાને. દયા કરી. ૮

ટેવ સુધારી સ્વીકારી લેજો, મનમાં મનહર મળી રેજો;
સહુ પાપ મારાં બાળી દેજો. દયા કરી. ૯

આવી અરજી મગને શીખાવી, તેને પણ પ્રભુ લેજો નિભાવી;
બહુ દુઃખી દશા તેની આવી. દયા કરી. ૧૦

## રાત્રીસ્મરણ અથવા શયનસ્મરણ.

રાગ—ભુજંગી છંદ.

( બંસીધરનો, બેરખો. )

(બેરખાના ૨૮ અઠાવીસ મણકા, તેમ આની કડી ૨૮ અઠાવીશ. શ્રી દ્વારકાધીશ વગર બીજાં નનાના મોટાં મંદીર અંદર ચૌદ, દરેક પાસે બે બે કડી બોલી નમન કરવાના ભાવપૂર્વક એક પંઢરપુરના ધ્વજા ધારેલા ભક્ત તે પ્રમાણે બોલતાને કરતા, તે ઉપરથી તેવાજ રાગનું ને તેમજ કરવા બનાવેલું.)

પ્રભુ ! સૃષ્ટિના સાણસામાં પડયો છું,
ખરી ખાડ ખારી ખરાબે ચડયો છું;
ખરી આશ દીલમાં ધરી છે તમારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧

ભયેથી બચાવી સદા રક્ષણાજી,
નહી શાંતિ વિશ્રામ હું કયાં નીહાળું;

કુટીલ ક્રુરતાથી ભરી દેહ મારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨
પુરો પાપી તારા વિના ક્યાં હું જાઉં,
શરણુ તું વિના હું સુખી ક્યાં ન થાઉં;
દયાસિંધુ તારો બન્યો છું ભીખારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૩
પ્રભુ પાસ તારી બધી વાત ખોલું,
ઘુંચાતો મુંઝાતો અહીં આવી બોલું;
કરૂં પ્રાર્થના પ્રેમથી જે ઉચારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૪
પ્રભુ પાપ મારાં સહુ બાળી નાંખો,
પવિત્ર કરીને પછી પાસ રાખો;
બધી વાસના દુર્વિકારી વિદારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૫
કદી પાપસંકલ્પ થાવા ન દેશો,
બધા દુર્વિકારો, રહેવા ન દેશો;
જડ મૂળથી કાઢી નાખી સુધારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૬
કદી તારો સંબંધ જો હું વિચારૂં,
વહે નેત્રે વારી વળી હું પુકારૂં;
અતિ દીર્ઘ ગંભીર ને સદ્‌વિચારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૭

પિતા તો તું મારો, વળી માત મારી,
તમે બંધુ મિત્રો ખરા સ્નેહધારી;
તમે દ્રવ્ય વિદ્યા બધું માનું નારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૮
ખરો દેહ તે આપ કૃપાથી ચાલે,
વળી મન બુદ્ધિ કૃપાથીજ હાલે છે;
બધી ઇંદ્રી આત્મા વળી વાણી મારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૯
છતાં સત્ય માની ન મારૂં ઠરાવું,
વળી મોહ માયા તણે હું ફસાઉં;
ઘણી ખોઈ વય તોય ના કંઈ વિચારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૦
ભુલ્યો ભુલખાઈ સહુ ઉપકારો,
કુડાં કર્મ કીધાં કરૂં છું નઠારો;
અધર્મે અનાચાર લેજો વિસારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વિકારી. ૧૧
દયાળુપણાની ન જો વાત ધ્યાને,
કરી આત્મહત્યા હતો ટારવાને;
દયાથી ઉગાર્યો ટક્યો એ વિચારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૨
કબુલ્યા હુકમ પાળવા ગર્ભમાં મેં,
જરાવારમાં ફેરવ્યા હાય ! આ મેં;

ભુલ્યો ઉપકારો કૃતઘ્ની વિચારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૩
સુમાર્ગે જવા સર્વ શાસ્ત્રો સુણાવ્યાં,
નહીં ભૂલ થાવા ઘણા તેં ભણાવ્યાં;
છતાં સૌ વિસારી કરૂં કર્મ હા-રી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૪
અતિ પ્રીતિ તારી ઘણી વાર ચાખી,
મગન મૂરખે ના પ્રિતી સ્હામી રાખી;
ક્ષણિક સૃષ્ટિના સુખે બાઝી નઠારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૫
ઘણી ભૂલ મારી જદા હું વિચારૂં,
ખરો ખ્યાલ થાતાં શું આ હું ઉચ્ચારૂં;
નથી યોગ્ય તોએ જણાવો દયા રી.
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૬
કરેલાં કૃત્યોથી હવે લાજ પામું,
ધ્રુજી ધ્રુજી નીચે મુખે હું વિરામું;
અતિશે (અ)પરાધી ગણાવું શું મારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૭
સહુ પાપ ભૂલો હું મારાં સ્મરીને,
દીલે રોઈ મુઝાઈ ઉભો ડરીને,
કરો રક્ષણ ઉદ્ધાર મારો સુધારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૮

દીલે લાવી ઝાઝી દયા શ્રી મુરારી,
વળી પ્રેમની પ્રાર્થના આ સ્વીકારી,
ખરા પ્રેમથી રોઈ ગાઉં પુકારી.
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૧૯
નઠારા વિચારો થકી દૂર રાખો,
સુબુદ્ધી સદા ચાર શ્રી આપ આપો;
કુસંગોથકી દુર રાખો મુરારી.
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૦
વળી દંભ ને ઢોંગથી દૂર રાખો,
ઉપરના એ ચાળા સહુ ટાળી નાંખો;
અભીમાન મીથ્યા કરૂં ના લગારી.
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૧
પ્રપંચે પિતાજી કદી ના લગાડો,
તજાવો સહુ જેથી બુદ્ધિબગાડો,
ખરી પ્રીતિ થાએ કમી ના લગારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૨
રહી ભૂલ ભારી સુધારી શ્રી સ્વામી,
સદાચારમાં સ્નેહથી રહેજ જામી,
કરો એવી બુદ્ધિથી સુદ્ધિ અમારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૩
જુઠી વાસના વહેમ પેદા ન થાએ,
ચતાં સ્મર્ણથી તે બધા ઉડી જાએ;

એવી સ્મર્ણશક્તિ કૃપા દ્યો તમારી, ૨૪
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી.
પદે પામવાના હવે યત્ન મારા,
કદી થાય ના મંનથી એજ ખારા;
સદા સાહ્ય રહીને કરો સુદ્ધિ મારી.
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૫
સહસ્ત્રાપરાધો કરૂં નિત્ય હુંજ,
સદા માફ થાવા ગુલામે બનુંજ;
કરો સર્વ શાન્તિ ક્ષમા આપ ધારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૬
કહું શું બધું આપ અંતરનું જાણો,
વળી બોલવું શું વિશે હું મુંઝાણો;
હવે કહી જતાં જીભ થાકેજ મારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૭
મગનના મહાદોષ લક્ષે ન લેશો,
તમારો થયો તો અભયદાન દેશો;
સુધારી સ્વિકારો, રહે લાજ મારી,
કૃપાથી કૃપાનાથ લેશો સ્વીકારી. ૨૮

આ પુસ્તકમાં પ્રથમ વૈરાગ્યનાં સાત તથા પછી ભક્તિનાં સાત; તેમાંથી એક એક હમેશાં અઠવાડીયામાં ભજનમંડળીમાં બોલાય છે તથા ચતુર્થ સ્મરણ તે પણ હમેશાં

તે તે વખતમાં બોલું છું. ટુંકામાં આ પદો હમેશાં ઉપયોગમાં આવવાનાં છે.

**શ્રીમદ્‌ભાગવતમાંના ગોપીગીત ઉપરથી.**

રાગ—સારંગ, રશીલી રાધા, નવલ લાડીલી.

પ્રિય પ્રાણુમયા, સર્વ ગોપીને રાસ થકી તજીને ગયા;
નવ લાવી દયા, માન તજીને ગાય શ્વાસ ઉભરી રહ્યા. ટેક.

૧–વધુ વિજય થયો વૃજનો ત્યારે, પ્રગટ્યા જવ નંદ યશોદ્વારે;
એથીજ શ્રી લક્ષ્મી સદા હ્યાં રે. પ્રિય પ્રાણુ. ૧
શોભે વૃજ રહે આનંદ વીશે, અમે પ્રાણ ધર્યા દર્શનિમીષે;
દુઃખી થઇને શોધીયે સર્વ દીશે. પ્રિય પ્રાણુ. ૨

૨–સંભોગ પતી વર દેનારા, છે ગર્ભકમળ નયનો તારાં;
કાં એથી વિંધો મોહન મારા. પ્રિય પ્રાણુ. ૩
દ્રષ્ટીથી પ્રાણુ હર્યાં મારાં, ફરી મળવા દર્શન દ્યો પ્યારાં;
દ્રષ્ટીવધનાં દુઃખ તો ન્યારાં. પ્રિય પ્રાણુ. ૪

૩–હે શ્રેષ્ઠનાથ પ્રિય કહાવો છો, બહુ બહુ વિપતીથી બચાવો છો;
તો હાલ પતી શું સતાવો છો. પ્રિય પ્રાણુ. ૫
ઝેરી જળ ઘા સુર વાયુથી, વિજળીઓ અગ્નિ અરીષ્ટા સુરથી;
વળી સર્વ ભયે વ્યોમાસુરથી. પ્રિય પ્રાણુ. ૬

૪–હે મિત્ર, પુત્ર યશોદાના નહીં, બુદ્ધિના સાક્ષી પ્રભુ છો સહી;
બ્રહ્માની પ્રાર્થના લક્ષે લઇ. પ્રિય પ્રાણુ. ૭
વિશ્વને રક્ષવાને કાજે, યાદવકુળમાં પ્રસવ્યા આજે;
દુઃખી જોઈ આમ દીલ ના દાઝે. પ્રિય પ્રાણુ. ૮

૫–છો વડા વૃષ્ણુકુળમા પ્યારા, છો અભય શરણુને દેનારા;
તવ હસ્ત મનોર્થ પુરે મારા. પ્રિય પ્રાણુ. ૯
કર ગ્રહ્યો લક્ષ્મીનો એ હાથે, છો કાંત અમારા પ્રિયનાથે;
એ હસ્ત ધરો પ્રિય મુજમાથે, પ્રિય પ્રાણુ. ૧૦
૬–વૃજવાસીનાં દુઃખ હરનારા, ભક્તના ગર્વને હરનારા;
રહીયે દાશી થઈ ચરણે તારા, પ્રિયપ્રાણુ. ૧૧
થઈ વીર પુરૂષ શું વિચારોછો, કાં મનહર મુખ ન બતાવો છો;
દીઓ દર્શ વધુ શું સતાવો છો.. પ્રિયપ્રાણુ. ૧૨
૭–છે ચરણુકમળ તારૂં પ્યારૂં, પ્રાણીના પાપ સૌ હરનારૂં;
પ્રિય પશુની પાછળ ફરનારૂં, પ્રિયપ્રાણુ. ૧૩
લક્ષ્મીનો નિવાસ ઠર્યો એ છે, કાલીય શીરપર શું શોભે છે.
સ્તનપર ધર એ આશા રહે છે. પ્રિયપ્રાણ. ૧૪
કામજ્વર બહુજ સતાવે છે, પદ પામે શાંતિ ધરાવે છે.
પ્રીય મનડું બહુ ગભરાવે છે. પ્રિયપ્રાણ. ૧૫
૮–વિદ્વાનોનાં મનનેજ ગમે, એવી મધુરી વાણીજ તમે;
વદી મોહ કરો ચીત એથી ભમે— પ્રિયપ્રાણુ. ૧૬
હે કમળનયન સુખના રાશી, વિનવે શીર નામી બધી દાશી,
અધરામૃત આપી કરો ખાશી, પ્રિયપ્રાણ. ૧૭
૯–અમૃતસમ તારી કથાજ ઠરે, સંતાપ બધા દીલનાજ હરે;
મરતા જનને ખરી સાહાય કરે, પ્રિયપ્રાણ. ૧૮
બ્રહ્માદિ દેવ પણ એજ ચહે, તવ કથા સુણી સુખથીજ રહે;
વળી સર્વ શ્રેષ્ઠ છે એજ કહે, પ્રિયપ્રાણુ. ૧૯

સઉ વિષયવાસના એથી ટળે, વળી અંતવિશે તમનેજ મળે;
કઈજનો ગાય મહા પુણ્યવડે, પ્રિયપ્રાણ. ૨૦
કીર્ત્તન કરનારા માહાન્ ઠરે, દર્શન કરનારા કાં ન ઠરે;
તો દર્શન ઘો પ્રિય એજ ખરે, પ્રિયપ્રાણ. ૨૧

૧૦–તવ પ્રેમ ભર્યું હસવું જોવું, વાતો વિલાસની મન પ્રોવું;
મન ક્ષોભ પમાડે એ મ્હોવું. પ્રિયપ્રાણ. ૨૨
તવ કથન શ્રવણ સુખકાર ખરૂં, મન શાંત ન એથી બનેજ ખરૂં;
પ્રિય દર્શન ઘો દીલતોજ ઠરૂં. પ્રિયપ્રાણ. ૨૩

૧૧–ચારવા પશુ જાઓછો જ્યાં, તૃણ લતા કાંકરાઓ છે ત્યાં;
કોમળ પદ શાં દુખવોછો કાં. પ્રિયપ્રાણ. ૨૪
સ્મરી દુઃખો ઊરે ઊભરા આવે, નીરખી મુખ મોહ ફરી તાવે;
કરી કૃપા ચખાવ ખરો લ્હાવે. પ્રિયપ્રાણ. ૨૫

૧૨–સામળી ઝુલફે વીંટાયા છો, ગૌ રજે શ્રી અંગે ભરાયા છો;
વળી ભ્રમરથકી ઘેરાયા છો. પ્રિયપ્રાણ. ૨૬
મનહર મુખ પ્રાણ હરી લેતા, સ્વામીન અંગ સંગે દેતા;
હે કપટી કાંઈ નથી કેતા. પ્રિયપ્રાણ. ૨૭

૧૩–દુઃખ હરો કપટને દૂર કરી, તવ ચરણકમળનીજ આશ ધરી;
દુઃખ ચૂર્ણ ઔષધી એજ ઠરી, પ્રિયપ્રાણ. ૨૮
એ ચરણકમળ સ્તનપર ધારો, કામજવરના દવને ઠારો;
અબળા અરજી ઉરમાં ધારો, પ્રિયપ્રાણ. ૨૯

૧૪–અધરામૃત સુરત વધારે છે, શોકને સદા વિસરાવે છે;

સુખ અમૃતનાં એ ભૂલાવે છે, પ્રિયપ્રાણ. ૩૦
બંશીને પૂર્ણ રીતે પાઓ, આજે તો કંઈ અમને પાવો;
લટકાળા લાલ દીઓ લ્હાવો. પ્રિયપ્રાણ. ૩૧

૧૫–વનમાળી વને પધારો છો, યુગ સમો વિયોગ વધારોછો;
મનહર મુખ સાંજે દીખાવો છો. પ્રિયપ્રાણ. ૩૨
પાંપણો નીરખવામાંય નડે, વિધિને મૂરખ ગણવોજ પડે;
ત્રુટી વિયોગે કાળજું આ ત્રફડે. પ્રિય પ્રાણ. ૩૩

૧૬–પતી પુત્ર નાત સૌને છોડી, ગાયન પર મોહી મળ્યાં દોડી;
અંતર તો આપ જુઓ ફોડી. પ્રિય પ્રાણ. ૩૪
પ્રિય આપ વિના કો ત્યાગ કરે, આ રાત્રી સમે અમનેજ ખરે;
હે કપટી કાં ન વિચારજ રે. પ્રિય પ્રાણ. ૩૫

૧૭–વાતો એકાંત વીષે થયલી, હસતું મુખ પ્રેમ ભર્યું ઘેલી;
પ્રિય કામઉદયથી સળગેલી. પ્રિયપ્રાણ. ૩૬
વક્ષસ્થળ બળ દરસાવે છે, ઈચ્છાઓ અતિ ઉપજાવે છે;
મન મોહન મોહ સતાવે છે. પ્રિયપ્રાણ. ૩૭

૧૮–પ્રાકટ્ય શું મંગલ કરનારૂં, વન વૃજવાસી દુઃખ હરનારૂં;
ભક્તના રોગ ભય ટળનારૂં. પ્રિયપ્રાણ. ૩૮
ઉતમ આષધ એ આપ કને, અર્પણ મન ધન કરનારી તને;
આપો કાંઈ કીંચિત તો અમને. પ્રિયપ્રાણ. ૩૯

૧૯–બીતાં બીતાં સ્તનપર ધરીએ, તે ચરણકમળ વન ના ફરીએ;
શું દુઃખાય નહીં ત્રણ કાંકરીએ. પ્રિયપ્રાણ. ૪૦

તવ ચરણુથી કઠણ સ્તનો મારાં, તે પર પદ ધરતાં ડરનારાં;
શું એ પશુ સંગજ ફરનારાં, પ્રિયપ્રાણુ. ૪૧
વિચાર થતાં હૃદયું ધડકે, વળી વિયોગે હૃદય બળે ભડકે;
નવ ક્રોધ કરો હૃદયું થડકે, પ્રિય પ્રાણુ. ૪૨
અમ જીવન ખાસ પતી આપે, બળીએ સર્વે વીરહે તાપે;
દરશન દઈ ટાળો મહા પાપે, પ્રિયપ્રાણુ. ૪૩
અતિશય વિલાપ સુણીને શ્રીહરિ, પીતાંબર પુષ્પની માલ ધરી;
પ્રગટયા હસતું મુખડું શું કરી, પ્રિયપ્રાણુ. ૪૪
અભિમાન થકી સહુ થઈ અળગી, સ્નેહેથી સહુ સઘળે વળગી;
મનનો તો રહ્યો હજીએ સળગી, પ્રિયપ્રાણુ. ૪૫

છેલી માગણી અથવા છેલી ઇચ્છા અથવા છેલી સ્તુતી જે કહો તે

રાગ—બહુજ પ્રિય—સાચો મારે વેંકટનાથ વિસામો.

પ્રકૃતિથી શુદ્ધ બનાવો, પીતાજી મને પરમપદેજ ઠરાવો. ટેક.
પ્રકૃતીનાં પુરાં સુખ જાણ્યાં, માણ્યાં એ વાત ભૂલાવો;
નિત્ય સુખો જેવાં સંભળાવ્યાં, તેમાંનાં કંઈક ચખાવો. પીતા. ૧
લાયક તો નથી બાલક તો થયો, અનંતશ્રીએ ચેતાવ્યો;
પત્ર પઠાવી પ્રેમ જગાવી, આ ઉભરો ઊપજાવ્યો. પીતા. ૨
સ્હેલ નથી ત્યમ ર્હેલ નથી પણ, છેલ હવે ન કુટાયો;
વરશે વરશે પાસ થઇને, ખાસ થઇશ લુભાયો. પીતા૦ ૩
મંત્ર મૂર્તિ સંસ્કાર પુરા નથી, બેટપતીપદ સ્હાયો;
અનંતકૃપા બની રહેશે તો, નક્કી મટીશ રઘવાયો. પીતા૦ ૪

મગન નમન વિન અન્ય શું કરતો, નાથ કૃપા કર સ્હાઓ;
તન મન ધન જીવન સહુ અરપી, માત્ર રહ્યો થઈ લાવો. ૫

રાગ—ધનાશ્રી—ઉભરો.

જય મંગળ દીન આજ, ધન્ય જય, રીઝયા રંકપર રાજ. ધન્ય.
પ્રબળ અનળમાં બળતા શીશુની, દાદે આણી દાઝ. „ ૧
ક્યાંથી ક્યાં લાવી બાળકને, કેવું સોંપ્યું કાજ. „ ૨
હવે ન મુકું ક્ષણે ન ચુકું, એવું કર શીરતાજ. „ ૩

શ્રીદ્વારિકાનાથકી જય.



